# कोहेडा संग्रह

## भाग १ लो.

(વિદ્યાર્થિઓ વગેરેના ઉપયોગને સારૂ).

છપાવી પ્રસિદ્ધ કરનાર

ફકીરભાઈ કાસીદાસ.

સુરતની, નામદાર સર જમસેદજી જીજીભાઈ વાળી
નંબર ૧ લાની છોકરાની નિશાળના મેહેતાજી.

(આવૃત્તિ બીજી).

આ ચોપડી સરકારે ઠરાવેલી બુક કમિટીએ ઇનામમાં
વેંહેચવાને મંજૂર કરીછે.



TO,

RÁO-SÁHEB MOHANLÁL RANCHODDÁS

JHAVERI.

Deputy Educational Inspector,

Surat Sub-division.

This small work is most respectfully dedicated with feelings of gratitude for his zeal and endeavours in promoting vernacular education.

By his most obedient Servant,

*Fakirbhái Kásidáss.*

School-master.

મેહેરબાન

# રાવ સાહેબ મોહનલાલ રણછોડદાસ

ઝવેરી.

દીપ્યુટી એજયુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ

સુરત વિભાગ.

આ પ્રાંતમાં દેશી કેળવણી વધારવા તરફ ઘણી હોંસ રાખેછે, અને તેને સારૂ ઘણી મેહેનત લેછે તેના ઉપકારના બદલામાં,—

**આ નાનું પુસતક**

તેમના આજ્ઞાંકિત સેવક,

ફકીરભાઈ કાસીદાસે

પરમ સત્કાર પૂર્વક

અર્પણ કર્યુંછે.

# પ્રસતાવના.

કોહેડાના હિસાબ જેને લોકો કોયડા કરીને કેહેછે. કોયડું એટલે કંઇ પણ ગુંચવણ ભરેલી બાબત—એ બાબત કોઈ વખતે આપણને એવા ગુંચવાડામાં નાંખેછે કે તેથી કરી આપણું મગજ ફરી આવેછે, અને પછી જ્યાં સુધી તેની સફાઇ આપણાથી કે બીજા કોઇ સબબસથી થાય ત્યાં સુધી મનને ચેન પડતું નથી. કોયડાએ કરીને વિચાર શક્તિ ખીલેછે. એવી રીતે કે જો પુછેલા પ્રશ્નનો ઉત્તર હર કોઇથી બરાબર દેવાયો તો પાછું પુછનારને પ્રશ્ન કરવાનું તેનું મન થાયછે, અને તેથી કરી હરેક વાત વિષે ઊંડો વિચાર કરવાને વધારે માહાવરો પડતો જાયછે. કોહેડાના હિસાબ લીલાવતીમાં ઘણા લખેલા છે, પણ આજ ઘણી મુદત થયા તે ચોપડી ઘણાના જોવામાં આવતી નથી; કદાચ કોઇ ઠેકાણે શોધ કરેથી માલમ પડેછે તો લોકોને તે નકામી જેવી લાગે છે, કારણ તે સંસ્કૃત ભાષામાં હોયછે એટલે ગુજરાતી શીખેલાઓને તે કામ લાગતી નથી. માટે તે લીલાવતીમાં જેવા દાખલા છે તેને લગતા સંસાર ઉપયોગી ગામઠી તથા સરકારી ગુજરાતી નિશાળોમાં શીખનારા વગેરે સર્વને પોતાની ગુંચવણ મટાડવાને ઠીક પડે એવી એક કોહેડાની ચોપડી છપાવી બાહાર

પાડવાને મને કેટલાએક તરફથી ભલામણ થયલી, અને તે વાત મારી નજરમાં આવી તેથી આ ચોપડી મેં તૈયાર કરીછે. એમાં દરેક જાતના હિસાબના બે ત્રણ કે બલકે તેથી પણ વધારે દાખલા આપીને તે બધા પાસે પાસેજ મૂકયા છે, કે તે વાંચનાર તથા શીખનારાને સૂગમ પડે, અને તેની નજરમાં તે ઝટ ઉતરી જાય. એમાં કેટલાક દાખલા કે જેની રીત જવાબની સાથે બતાવવાની ફરજ પડીછે તેવા દાખલા રીત સાથે બતાવ્યા છે; તે શિવાય બાકીના બધા દાખલા રીત સાથે લખવાને બન્યું નથી, કારણ તેમ કરવાથી ચોપડીનું કદ આથી બમણું મોટું થઈ તેની કિમ્મત ભારે થાય, અને તેથી કરી સઘળાને લેવાને તે બની શકે નહીં. તોપણ માંહે કેટલાક દાખલા તો એવા લીધાછે કે તેની રીત દાખલા કરતાં તુરત માલમ પડી આવે છે. એમાંના દાખલા ઘણા ખરા ફુરસદની વખતે રમૂજ આપનારા, અને બે ઘડી જીવ ખુશ થાય એવા છે.

આ ચોપડીમાં કવિતામાં જે દાખલા આપેલા છે તેની માત્રા ઉપર આ વખત કેટલુંક ધ્યાન આપી, અસલની ઢપમાં કેટલોક ફેરફાર કર્યો છે, તેમજ બીજી બાબતોમાં પણ પેહેલી આવૃત્તિ કરતાં કેટલોક સુધારો કર્યો છે, તેથી ઊમેદ રેહેછે કે પેહેલી આવૃત્તિની માફક સજ્જન મહેરબો એનો ફેલાવો કરવાને ચૂકશે નહીં.

ફકીરભાઈ કાસીદાસ.

---

# કોહેડાના હિસાબ.

૧-એક જામા ઉપર સવા સાત હજાર મોતી, તો સવા સાત હજાર જામા ઉપર કેટલા તે કોહો?

જવાબ–૫૨૫૬૨૫૦૦

૨-એક દમડીના ૧૦૦ પાન, તો ૧૦૦ રૂપીઆનાં કેટલાં?

જ-૬૪૦૦૦૦૦

૩-એક પાવલાની ૧૦૦ ઘાસની પુળી, તો સવા ત્રણસો ને સાડા સાત અડધાની કેટલી?

જ-૬૬૫૦૦

૪-સવા બે રૂપીઆ સવા બે આનાનું એક મણ, તો ફકત સવા બે આનાનું કેટલું?

જ-૨ા સેર, ને ૪ પૈસા ભાર.

૫-પોણા પાંચ રૂપીઆ પોણા પાંચ આનાનું ૧ મણ, તો પોણ પાંચ આનાનું કેટલું?

જ-૨ા સેર, ને ૪ પૈસા ભાર.

૬-ત્રણ રૂપીઆ ચૌદ આનાનું ૧ મણ, તો ૩ાા મણ ને ૩ાા સેરનું શું પડે?

જ-રૂ. ૧૪ાા=ા ને ૨ાા દમડી.

૭-સવા પૈના ૭૦૦ દાણા, તો ૧ા રૂપીઆના કેટલા?

જ-૧૩૪૪૦૦

૮-અડી પૈસાનું ૧૨ સેર, તો ૧૨ પૈસાનું કેટલું?

જ-૫૭ાા સેર ને ૪ પૈસા ભાર.

૯-૭ પૈસાનું ૧૭ સેર, તો ૧૭ પૈસાનું કેટલું?

જ—૪૨। સેર, ૧। પૈસો ને ૧॥ દમડી ભાર.

૧૦-૫૬ રૂપીએ સેર, તો ૬ આનાનું કેટલું?

જ-૭॥ વાલ.

૧૧-૭૩ રૂપીએ ખાંડી, તો ૧૩ મણ ને ૧૩ સેરનું શું પડે?

જ-૪૮ રૂ. ૧૦ આ. ૨ પૈ.

૧૨-૭॥। રૂપીએ ખાંડી, તો ૭॥। મણ ને ૭॥। સેરનું શું?

જ-૩ રૂા. ૧ આ. ૩ પૈ.

૧૩-૩૭॥ રૂપીએ માણી, તો ૩૭॥ સેરનું શું?

જ-૨ રૂા. ૧૪ આ. ૧૦॥ પૈ.

૧૪-૭ રૂપીઆ ૭ આનાનું ૪ માણી, તો ૭ માણી ૭ મણ ને ૭ સેરનું શું?

જ-૧૪ રૂા. ૨ આના.

૧૫-૨૭ રૂપીએ ભાર, તો ૩ ભાર ૧૩ મણ ને ૩ સેરનું શું?

જ-૯૫ રૂા. ૧૧ આ. ૪ પૈ.

૧૬-૪૭॥ રૂપીએ ગાલ્લી, તો ૨॥ ગાલ્લી ૨॥ મણ ને ૨॥ સેરનું શું પડે?

જ-૧૨૨ રૂ૦ ૧૧ આ. ૪ પૈ.

૧૭-રૂા. ૧૩॥।= નું એક બેડીઉં, તો ૩૭॥ બેડીઆં ને ૧૭॥ મણનું શું પડે?

જ-૫૨૭ રૂા. ૧૪ આ. ૪ પૈ.

૧૮-૪૮ રૂપીએ ગાલ્લી ઘઉં, ને ૩૭ રૂપીએ ખાંડી ચોખા, તો ૯ મણ ચોખા લઇને તેના કેટલા ઘઉં આપીએ?

જ-૧૦ મણ, ૧૬। સેર.

૧૯-૭॥ રૂપીઆની એક કોથળો જુવાર, ને ૪૬ રૂપીઆની એક ગાલ્લી બાજરી, તો ૧ મણ જુવાર લઇએ તેના કરતાં ૧ મણ બાજરીનું શું વધારે બેસે?

જ-૧ આનો, ૪ પઈ.

૨૦-રૂા. ૧૭ા= નો તોલો, તો ૧૭ા તોલા ને ૩ાા વાલનું શું?

જ-૩૧૦ રૂા. ૮ આ. ૧ પઈ.

૨૧-૧૬ાા રૂપીએ તોલો સોનું, ૨૦ા રૂપીએ તોલો કુંદન, ને ૧ રૂપીઓ ૧૩ાા પૈસાની તોલો ચાંદી મળેછે, તો એક વાલ સોનું, બે વાલ કુંદન, અને ૩ વાલ ચાંદી, એ બધું સામટું લીધું તેનું કુલ્લે નાણું શું આપીએ?

જ-૧ રૂા. ૧૪ આ. ૪ પઈ.

૨૨-૧ રૂપીઆની ૪૮ કેરી, ને એક આનાની ૧૨ કમરખ, તો ૧૩૬ કમરખને બદલે કેટલી કેરી આપે?

જ-૩૪ કેરી.

૨૩-પાંચ રૂપીએ ૧ સેર એલચી, ને એક રૂપીઆની ૩ાા સેર સાકેર, તો મોટા સવાયા ભાર એલચીને બદલે કેટલી સાકેર મળે?

જ-૧૪ પૈસા ભાર.

૨૪-૩ સેર ચાહાની ૪ સેર બુંદ આવેછે, અને ૬ સેર બુંદ બરાબર ૨૦ સેર ખાંડ આવેછે, તો ૧ા મણ ખાંડ બરાબર કેટલી ચાહા આવશે?

જ-૧૧ા સેર.

૨૫-૮૭ાા રૂપીએ સેંકડો, તો ૧૭ા સેંકડા ને ૧૭ાા નંગનું શું પડે?

જ-૧૫૪૬ રૂા. ૯ આના.

૨૬-રૂા. ૩ા= ની હુંડી રકાબી, ને રૂ રા= ના દજન મોટાં ચલાણાં, તો ૭ રકાબી ને ૫ ચલાણાંનું સામટું નાણું શું થયું?

જ-૨ રૂા. ૨ આ. ૮ પઈ.

૨૭-૭૩ રૂપીઆ ૧૩ દાહાડા રહ્યા તેનું સેંકડે ૦ાા ટકા લેખે શું બ્યાજ થયું?

જ-૩ આ. ૯ પઈ.

૨૮-૯૭ રૂપીઆ બે વરસ ને ૧૭ દાહાડા રહ્યા, તેનું ૦ાા ટકા લેખે દીવાળી બાકીનું વ્યાજનું વ્યાજ શું થયું?

જ-૧૨ રૂ. ૪ આ. ૯ પઈ.

૨૯-૫૧ રૂપીઆ ૧૨ વરસે બમણા થવાને સેંકડે દર માસે વ્યાજનો ભાવ શું નીકળવો જોઈએ? વ્યાજનું વ્યાજ ગણવું નહીં.

જ-૧૧ આના, ૦ાા દોકડો, ૩)—ાાા બદામ.

૩૦-૫૨ાા રૂપીઆ ૭ દાહાડા રહ્યા, તેનો સર કેટલો થયો?

જ-૧૨ા

૩૧-૯૭ાા રૂપીઆ ૩ મહિના ૩ દાહાડા રહ્યા, તેનો સર કેટલો થયો?

જ-૩૦૨ા

૩૨-૧૭ ગજ લાંબુ લાકડું ને ૮ાા ની દોરી, તો તે કેટલા ગજ લાકડું થયું?

જ-૦ાાા ગજ, ને ૭ વીસવાસી.

૩૩-૮ા ગજ લાબું, ને ૧૪ાાા ની દોરી, તો તે કેટલા ગજ થયું?

જ-૧ ગજ, ૨ વસા, ૮ાા વીસવાસી.

૩૪-૧૩ાા ગજ લાંબું, ૧૩ા ની દોરી, ને ૧૬ા રૂપીએ ગજનો ભાવ, તો આખા લાકડાની કિમ્મત શું થઈ?

જ-૨૪ રૂ. ૧ આ. ૧ પઈ.

૩૫-૩૭૫૦) રૂપીઆની હુંડી કરાવવી છે, ને હુંડીનો ભાવ રૂ૯૭)— નો છે, એટલે રૂ ૯૭)— ના ૧૦૦ રૂપીઆ હુંડી વટાવેથી મળે, તો એ લેખે નાણાવટીને ત્યાં કેટલા રૂપીઆ ભરવા?

જ-૩૬૩૯ રૂ. ૧૩ આ. ૬ પઈ.

૩૬-૩૫૦ા રૂપીઆનીજ હુંડી કરાવવી છે, પણ ભાવ રૂ. ૨ાાા[illegible] નો છે, એટલે રૂ. ૧૦૨ાાા[illegible] ના ૧૦૦ રૂપીઆ શરાફને ત્યાંથી મળે, ત્યારે કેટલા રૂપીઆ ભરવા તે કોહો?

જ-૩૮૬૦ રૂ. [illegible] આ. ૬ પઈ.

૩૭-સાકેર મણ ૨૭ બારદાન સાથે છે, તેમાં દર મણે બારદાન ગા સેર, તોલ ૪૨ા સેરૂં, ને ભાવ મણ ૧ ના રૂ ૯ા≈ છે, તો એ લેખે બધી સાકેરની શું કિમ્મત થઈ?

જ-૨૨૮ રા. ૧૧ આ. ૭ પઈ.

૩૮-૧ મોતીનો દાણો તોલમાં ૬ રતી છે, તેના ચવ કેટલા થશે?

જ-૨૦ાા ચવ, ૧૨ાા દોકડા.

૩૯-૩ મોતીના દાણા તોલમાં ૪ રતી છે, તેના કેટલા ચવ થશે?

૩ ચવ, પાા દોકડા, ૧ બદામ.

૪૦-૩૦૧ મોતી છે તેની દોરામાં પોઇને સેરો કરવી છે, એવી કે સેરોની સંખ્યા એકી થાય, તેમ દરએક સેરમાં મોતી આવે તે પણ એકી નંબરે આવે, ત્યારે બોલો કેટલી સેરો અને દર એક સેરમાં મોતી કેટલાં તે કોહો?

જ-૭ સેરો, એકેકમાં ૪૩ મોતી. અથવા
૪૩ સેરો, ને એકેક સેરમાં ૭ મોતી.

૪૧-૫૦૧ વાંસ રસ્તામાં પડ્યા છે, તેના એકી એકીના સરખા વાંસના ગાડાં ભરવાં છે તે ગાડાં પણ એકી આવે, પણ ગાડાં ૧૦૦ની અંદર આવે, ત્યારે બોલો કેટલાં ગાડાં અને દર એક ગાડામાં વાંસ કેટલા કેટલા તે કોહો?

જ-૩ ગાડાં, ને દર એકમાં ૧૬૭ વાંસ.

૪૨-નાના મોટા મળીને ૧૦૦ પથરા એક ઘરમાં છે, તેના એકી એકીના ૧૦ ગાડાં ભરવાં છે, એવી રીતે કે કોઈ પણ ગાડામાં સરખા પથરા આવે નહીં, ત્યારે દર એક ગાડામાં કેટલા કેટલા પથરા ભરવા તે કોહો?

જ-(૧-૩-૫-૭-૯-૧૧-૧૩-૧૫-૧૭-૧૯)

૪૩-પંદર બાવીસેં સુનસે ને સાત, તેના એકડા કરવા આઠ, કરી લાવો તો ભાઈ સાહેબ જાણું? તાકીદ કરો.

૧ ૫ ૨ ૨ ૦ ૭ ને
૭ ૩ થી ગુણો.

૪ ૫ ૬ ૬ ૨ ૧
૧ ૦ ૬ ૫ ૪ ૪ ૯

જ- ૧ ૧ ૧ ૧, ૧ ૧ ૧ ૧ ગણી લો.

૪૪-પંદર બાવીસેં સુનસે ને સાત, તેના બગડા કરો આઠ; તેમ ત્રગડા, ચોગડા, પાંચડા, છગડા, સાતડા, આઠડા, ને નવડા, બધા આઠ આઠ કરી લાવો?

જ-૧૫૨૨૦૭ ને ૧૪૬ થી ગુણો તો આઠ બગડા; એને ૨૧૯ થી ગુણો તો આઠ ત્રગડા; તેમ ૨૯૨ થી ગુણો તો ચોગડા; ૩૬૫ થી ગુણો તો પાંચડા; ૪૩૮ થી ગુણો તો છગડા; ૫૧૧ થી ગુણો તો સાતડા; ૫૮૪ થી ગુણો તો આઠડા; તેમ ૬૫૭ થી ગુણો તો આઠ નવડા આવે, એવી રીતે ગણી લ્યો.

૪૫-આઠ દશરા કે દશકા આણી આપો, જોઉં લાવો તો ભાઈ?

૧ ૩ ૮ ૩ ૭ ૦ ૦ ૦ ૧ ૩ ૮ ૩ ૭ ૦ ને
૭ ૩ થી ગુણો.

૪ ૧ ૫ ૧ ૧ ૦ ૦ ૦ ૪ ૧ ૫ ૧ ૧ ૦
૯ ૬ ૮ ૫ ૯ ૦ ૦ ૦ ૯ ૬ ૮ ૫ ૯ ૦

જ-૧ ૦, ૧ ૦, ૧ ૦, ૧ ૦, ૧ ૦, ૧ ૦, ૧ ૦, ૧ ૦, ગણી લો.

૪૬-નવ એકડા આણી આપો, જોઉં તે શી રીતે તે કોહો?

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૯ ને
૯ થી ગુણો.

---

જ-૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ગણી લો સાહેબ.

૪૭-નવ બગડા, નવ ત્રગડા, નવ ચોગડા, નવ પાંચડા, નવ છગડા, નવ સાતડા, નવ આઠડા, ને નવ નવડા, આણી આપો?

જ-૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૯ ને ૧૮ થી ગુણો તો નવ બગડા; ૨૭ થી ગુણો તો નવ ત્રગડા; ૩૬ થી નવ ચોગડા; ૪૫ થી નવ પાંચડા; ૫૪ થી નવ છગડા; ૬૩ થી નવ સાતડા; ૭૨ થી નવ આઠડા; તેમ ૮૧ થી ગુણો તો નવ નવડા આવે.

૪૮-નવ દશરા કે દશકા આણી આપો, તે કેમ?

૧ ૧ ૨ ૨ ૩ ૩ ૪ ૪ ૫ ૫ ૬ ૬ ૭ ૭ ૮ ૯ ૦ ને
૯ થી ગુણો.

---

જ-૧૦, ૧૦, ૧૦, ૧૦, ૧૦, ૧૦, ૧૦, ૧૦, ૧૦
(ગણી લો નવ દશરા આવ્યા?)

૪૯-એવી એક સંખ્યા શોધી કાહાડો કે જેને ૧-૨-૩-૪-૫-૬-૭-૮ વતી જૂદી જૂદી રકમે ભાંગીએ તો બધેથી સરખી આવે ને કંઈ વધે નહીં, ત્યારે તે સંખ્યા કઈ?

જ-૮૪૦

૫૦-૩ ઊંટ છે તેને ૩ વાંસથી બાંધવા છે, એવી રીતે કે એકેક ઊંટના મોંમાં બબે વાંસના છેડા આવે, ત્યારે તે શી રીતે બંધાય તે કોહો?

જ- 


આવી રીતે બબે છેડા આવશે.

૫૧-એક કામ લલ્લુ ૪ કલાકમાં કરે છે, ને રણછોડ તેજ કામ પાંચ કલાકમાં કરે છે, ત્યારે તેઓ બંનો સાથે મળીને કરશે તો કેટલા વખતમાં પૂરૂં કરશે તે કોહો ?

જ-૨ કલાક, ૧૩ મિનિટ, ને ૨૦ સેકંડ.

૫૨-એક ટાંકી ઉપર વાઘ બનાવ્યો છે તેના પુછડાની કળાશી દાબીએ તો ૩૦ મિનિટમાં તે ટાંકીનું બધું પાણી ખાલી થઇ જાયછે, તેમ મોંહો દાબીએ તો ૪૦ મિનિટમાં ખાલી થાય છે, અને પગ દાબીએ તો ૫૦ મિનિટમાં ખાલી થાયછે, તો ત્રણે સામટા નળની કળાશી દાબી છોડી મૂક્યા તો કેટલા વખતમાં બધું પાણી ખાલી થઈ રેહેશે ?

જ-૧૨॥ મિનિટ.

૫૩-પાંચ કાટલાંથી ૧ સેરથી તે ૦॥ મણ સુધી તોળવુંછે, પાંચથી છઠું કાટલું લેવું નહીં, ત્યારે તે કાટલાં કયાં કયાં ?

-૧ સેર, ૨ સેર, ૪ સેર, ૮ સેર, ૧૫ સેર,.

૫૪- છ કાટલાંએ એક સેરથી તે ૦॥ મણ સુધી તોળવૂંછે, છથી સાતમું કાટલું લેવું નહીં, ત્યારે તે કાટલાં કયાં કયાં ?

જ-૧ સેર, ૨ સેર, ૪ સેર, ૬ સેર, ૮ સેર, ૯ સેર.

૫૫- ઉપર પ્રમાણે ૪ કાટલાંએ ૧ સેરથી તે મણ સુધી તોળવુંછે, ચારથી પાંચમું કાટલું લેવું નહીં, ત્યારે તે ૪ કાટલાં કયાં કયાં ?

જ-૧ સેર, ૩ સેર, ૯ સેર, ને ૨૭ સેરીઓ.

૫૬-૧૨૭ પાઘડી છે તેની ૭ ગાંસડી બાંધવીછે, એવી રીતે કે કોઈને ગમે તેટલી પાઘડી જોઇતી હોય તે બીજી ગાંસડી છોડયા વગર આપી શકાય; મોટી ગાંસડી હોય ને તેમાંથી વખતે થોડી આપવી હોય તેની કંઇ હરકત નહીં પણ બે ગાંસડીઓ સાથે છોડવી ન પડે; ત્યારે બોલો કેટલી કેટલી પાઘડી દર એક ગાંસડીમાં બાંધવી તે કોહો ?

જ-(૧-૨-૪-૮-૧૬-૩૨-ને-૬૪)

૫૭-એક નગર ૮૪ ચૌટાં, ચૌટે ચૌટે ૮૪ થાંભલાં, થાંભલે થાંભલે ૮૪ દીવા, દીવે દીવે નવટાંક તેલ, ત્યારે કોહો મેહેતાજી કેટલા મણ ને કેટલા સેર?

જ-૧૮૫૨ મણ, ને ૮ સેર.

૫૮-એક સરોવર ૯૦૦ પાળ, પાળે પાળે ૯૦૦ ઝાડ, ઝાડે ઝાડે ૯૦૦ ડાળ, ડાળે ડાળે ૯૦૦ પાન, પાને પાને ૯૦૦ બગ, ત્યારે તે ઉડે તેના કેટલા પગ?

જ-૨૩૬૧૯૬૦૦૦૦૦૦૦૦૦

૫૯-એક મોટા મૂલક છે તેમાં ૨૦ શેહેરો છે; એકેક શેહેરમાં ૨૦ પરાં છે, એકેક પરામાં ૨૦ મોહોલ્લા છે, એકેક મોહોલ્લામાં ૨૦ ઘર છે, એકેક ઘરમાં ૨૦ માણસ રેહેછે, અને એકેક માણસ દર રોજ સરાસરી ૨૦ આના ૨૦ પઇ કમાયછે, તો એ પ્રમાણે આખા મૂલકની પેદાશ શું થઇ તે કોહો?

જ-૪૩૩૩૩૩૩ રૂ. ૫ આ. ૪ પઇ.

૬૦-કોઈ એક સખસની વાડીમાં ફળોનાં ઝાડો છે. તે ઝાડો માંહેલાં અડધાને દાડેમ થાયછે, ચોથા હિસ્સાના ઝાડોને જમરૂખ થાયછે, છઠ્ઠા ભાગનાને આલુ થાયછે, અને પચ્ચીસ ઝાડોને લીલી દરાખ આવેછે, ત્યારે બધા મળીને તે વાડીમાં ઝાડો કેટલાં તે કોહો?

જ-૩૦૦

૬૧-એક માણસે પોતાના નાના છોકરાને ૮૪૦૦ રૂપીઆ આપ્યા, તે મોટા છોકરાને જે આપ્યું તેની રૂપીએ પોણો બે આનાની બરાબર થયું; ત્યારે મોટા છોકરાને શું મળ્યું, અને તે માણસની બધી પુંજી કેટલી તે કોહો?

જ-મોટાને રૂ ૭૬૮૦૦, બધી પુંજી રૂા. ૮૫૨૦૦

૬૨-એક સાંઢણી પેહેલે દહાડે ૧ ગાઉ, બીજે દહાડે ૩ ગાઉ, ત્રીજે દહાડે પાંચ ગાઉ, એમ એકેક દહાડે બબે ગાઉ વધતી ચાલેછે, તે ચાલતાં ચાલતાં ૧૬૦૦ ગાઉ નીકળી ગઈ, ત્યારે એટલું ચાલતાં ચાલતાં તેને કેટલા દિવસ લાગ્યા હશે તે કોહો?

જ-૪૦ દાહાડા.

૬૩-એક સાંઢણી રોજ ૬૦ ગાઉ ચાલેછે, ને તેનું બચ્ચું રોજ ૧ ગાઉથી વધતું એટલે આજે ૧, કાલે ૨, પરમ દહાડે ૩, ચોથે દહાડે ૪, એ પ્રમાણે એકેક દહાડે એકેકો ગાઉ વધતું ચાલેછે, (તેઓ બંન્નોએ સાથે ચાલવા માંડયું) ત્યારે હવે બોલો બચ્ચું તે સાંઢણીને કેટલામે દાહાડે અને કેટલા ગાઉ ચાલશે ત્યારે મળશે?

જ-૧૧૯ દાહાડે, ૭૧૪૦ ગાઉ ઉપર.

૬૪-એકથી તે એક હજાર સુધી ચડતી સંખ્યા ગણી લાવો, એટલે ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮; એમ એક હજાર સુધી આંકડા એકઠાં કરીને તેનો સર્વાળો કરી લાવો.

જ-૫૦૦૫૦૦

૬૫- એક મોટા ચોરે શેહેરમાં ચોરી કરી, અને તેણે એવું જાણ્યુ કે મારી પછવાડે કોઇ આવતું નથી તેથી તે ઉત્તર તરફ દર રોજ ૯ ગાઉ નાસતો ગયો. એવામાં રાજાના માણસો તેને પકડવા દોડયા; તેઓ પેહેલે દહાડે ૩ ગાઉ, બીજે દાહાડે ૫ ગાઉ, ત્રીજે દહાડે ૭ ગાઉ, એ પ્રમાણે રોજ બબે ગાઉ વધતા ચાલતા ગયા; ત્યારે તે ચોર કેટલા દિવસમાં પકડાયો તે કોહો?

જ-૭ દિવસ.

૬૬-એક મોટા ટોપલામાં ઘણી એક ખારેક છે, તેમાંથી બબે કાહાડીએ તો છેહલે ૧ વધેછે, ત્રણ ત્રણ કાહાડીએ તો પણ ૧ વધેછે; તેમ ચાર ચાર પાંચ પાંચ ને છ છ કાહાડીએ તો પણ ૧ વ-

ઘટે; પણ જ્યારે સાત સાત કાહાડીએ ત્યારે બરાબર થઇ રે-
હેછે. ત્યારે તેમાં બધી મળીને કેટલી ખારેક છે તે કોહો?

જ-૩૦૧

૬૭-એક માણસે પોતાની દુકાનમાં કેટલીક કેરી આવી રીતે ગણી
ને મૂકી. જ્યારે એકેકી ગણી ત્યારે કંઇ વધી નહીં; બબે
ગણી ત્યારે કંઇ વધી નહીં; તેમ ત્રણ ત્રણ, ચાર ચાર, પાં-
ચ પાંચ, ને છ છ ગણી ત્યારે પણ કંઇ વધી નહીં; પણ
જ્યારે સાત સાત ગણી ને મૂકી ત્યારે ૧ વધી. ત્યારે બ-
ધી મળીને કેરી કેટલી હતી તે કોહો?

જ-૧૨૦

૬૮-એક માણસે ટોપલામાંથી કેટલીક સોપારી ભીખારીઓને
આપી. જ્યારે પેહેલાં તેણે એકેકી આપવા માંડી ત્યારે કંઇ
વધી નહીં; બબે આપવા માંડી ત્યારે પણ કંઇ વધી નહીં;
તેમ ત્રણ ત્રણ, ચાર ચાર, પાંચ પાંચ, ને છ છ આપવા માંડી
ત્યારે પણ કંઇ વધી કે ઘટી નહીં; પણ જ્યારે સાત સાત
આપવા માંડી ત્યારે ૧ ઘટી. ત્યારે બધી મળીને તેમાં સોપારી
કેટલી તે કોહો?

જ-૩૦૦

૬૯-ઉપર પ્રમાણે એક સખસે છોકરાઓને કેટલીક કમરખ વેહે-
ચી. જ્યારે તેણે પેહેલાં બબે આપવા માંડી ત્યારે ૧ વધી;
ત્રણ ત્રણ આપવા માંડી ત્યારે બે વધી; ચાર ચાર આપતાં
ત્રણ વધી; પાંચ પાંચ આપતાં ૪ વધી; છ છ આપતાં પાંચ
વધી; પણ જ્યારે દરેક જણને સાત સાત કમરખ આપી દીધી
ત્યારે બધાને બરાબર આવી રહી, ને એકુ પણ વધી કે ઘટી
નહી. ત્યારે મૂળ પ્રથમ કમરખ કેટલી હતી તે કોહો?

જ-૧૧૯

૭૦-એક છોકરાને તેનો શેઠ કેરીની વખાર સોંપીને ગયો હતો,
પણ છોકરો નાદાન તેથી વખાર ઉઘાડી મૂકીને એક તમાશો,

જોવા ઉભો રહ્યો, એટલે વખારમાંથી થોડી ઘણી કેરી ચોરાઇ ગઇ. તે જોઈ તે ઘણું રોવા લાગ્યો, ત્યારે લોકોએ આવીને તેને કહ્યું—બરવા, તારી કેરી કેટલી હતી? તેણે જવાબ દીધો, મને તેની ગણતીની કંઇ ખબર નથી. પણ એટલું યાદ છે કે મારા દેખતાં શેઠે બધી કેરી એકેકી ગણી ત્યારે સરખી; બબે ગણી ત્યારે સરખી; ત્રણ ત્રણ, ચાર ચાર, પાંચ પાંચ, છ છ, સાત સાત, આઠ આઠ, નવ નવ, ને દસ દસ ગણી ત્યારે પણ સરખી થઈ હતી, પણ જ્યારે અગીઆર અગીઆર ગણી ત્યારે ૧ કેરી વધી હતી, એટલી મને સરત છે. ત્યારે બોલો તે વખારમાં બધી મળીને કેરીઓ કેટલી હતી?

જ-૨૫૨૦

૭૧-૩૦૦ કેરી પાંચ જણાને સરખે ભાગે વેંહેચી આપવાને એક ટોપલામાં ભરી હતી, તેમાં વેંહેચનારે પેહેલ વેહેલાં કેટલીએક તેમાંથી લીધી, ને પેહેલાને તેનો હીસ્સો પોતાનામાંથી આપ્યો. બાકી રહી તેને બમણી કરી, ને તેમાંથી બીજાને તેનો હીસ્સો આપ્યો. બાકી રહી તેને ત્રમણી કરી ને તેમાંથી ત્રજાને તેનો હીસ્સો આપ્યો. પછી બાકી જે રહી તેને ચોગણી કરીને તેમાંથી ચોથાને તેનો હીસ્સો આપ્યો. છેહલે બાકી રહી તેને પાંચ ગણી કરીને પાંચમાંને બધાના જેટલો બરાબર હીસ્સો આપ્યો, તો છેહલે પછી ટોપલામાં કંઈ રહ્યું નહીં. ત્યારે વેંહેચનારે પ્રથમ ટોપલામાંથી કેટલી કેરી લઈ લીધી તે કોહો?

જ-૧૦૩

૭૨-એક છોકરો એક ચોપડીના બે દાહાડામાં ૩ પાનાં શીખેછે ને ૩ દાહાડામાં ૪ પાનાં ભૂલી જાયછે, તો એ પ્રમાણે તેને ૧૦૦ પાનાની એક ચોપડી શીખી રેહેતાં કેટલી મુદ્દત લાગશે?

જ-૨૦ મહિના.

૭૩-એક બ્રાહ્મણનો છોકરો મુંબઇ ભણવા ગયો તેને એક ગ્રંથ-

માંના ૩૨૪ શ્લોક શીખવાના છે, તેમાં તે પાંચ દિવસે ૧ શ્લોક શીખેછે ને ૮ દિવસે ૧ શ્લોક ભૂલેછે, ત્યારે બોલો તેને તે ગ્રંથ બધો શીખી રેહેતાં કેટલા દાહાડા લાગશે?

જ-૪૩૨૦ દિવસ.

૭૪-એક છોકરો એક ચોપડીમાંના દર રોજ ૧૦ પાનાં શીખેછે. તે પાંચ દિવસ સુધી શીખ્યો, એટલે છઠ્ઠા દિવસથી બીજો છોકરે તેની સાથે શીખવા માંડ્યું તે દર રોજ ૧૦॥ પાનાં શીખેછે, ત્યારે તે બંનો જણા તે ચોપડીના કેટલામે પાને એકઠા થશે તે કોહો?

જ-૭૧૦ મે પાને.

૭૫-ત્રણ દોસતદારો પરદેશ જતા હતા તેમની પાસે કેટલીએક પુરીઓ હતી, તે તેઓ મૂકામ પર જઈ ખાધા વિના સુઇ ગયા. કેટલીક વારે માંહેથી એક જણ જાગ્યો તેણે તે પુરીઓના બરાબર ૩ ભાગ કર્યા તો ૧ પુરી વધી તે તેણે કાહાડી નાંખી, અને પોતાનો ભાગ ખાઇને સુઈ ગયો. બાદ થોડી વારે બીજો જાગ્યો તેણે પણ ત્રણ ભાગ પાડ્યા તો ૧ પુરી વધી તે તેણે કુતરાને નાંખી, અને પોતાનો ભાગ ખાઇને સુઇ ગયો. પછી થોડી વારે ત્રીજો જાગ્યો તેણે પણ ૩ ભાગ પાડ્યા ને ૧ પુરી વધી તે કુતરાને નાંખી, પોતાનો ભાગ ખાઇને સુઇ ગયો. પછી સહવારે ત્રણ જણા ઉઠ્યા ને પુરીઓ વેંહેચી લીધી ત્યારે પણ ૧ વધી તે તેઓએ કાહાડી નાંખી, અને સૌ સૌનો સરખો ભાગ લઈ લીધો. ત્યારે બોલો મૂળ પ્રથમ પુરીઓ કેટલી હતી, અને એકેક જણના ખાધામાં કેટલી કેટલી આવી?

| | પુરી. | પેહેલો. | બીજો. | ત્રીજો. |
|---|---|---|---|---|
| જ-અસલ | ૭૯ | ૩૩- | ૨૪- | ૧૮ |

૭૬-ચાર સખસોએ બજારમાંથી ૧ રૂપીઆના પેંડા લઇ માટલી ભરાવી એટલે કંઇ કામ સારૂ તેઓ ચારેને એકદમ જવું પડ્યું,

તેથી તે માટલી સુખડીઆની દુકાને મૂકીને તેઓએ એવો બંદોબસ્ત કીધો કે જે કોઈ ચારમાંથી વેહેલો આવતો જાય તેણે પોતાનો હીસ્સો ખાતા જવું, એક બીજાની રાહા જોવી નહીં એમ કહી બધા જૂદા પડ્યા એટલે થોડી વાર પછી એક જણો આવ્યો તેણે માટલી છોડી પેંડાના ચાર ભાગ પાડ્યા, તો ૩ પેંડા વધ્યા તે ભીખારીને આપી દઈ પોતાનો ભાગ ખાઇ ચાલતો થયો. બાદ થોડી વાર પછી બીજો આવ્યો તેણે પણ ચાર ભાગ પાડ્યા તો ૩ વધ્યા તે ત્રણ કોઇને આપી દીધા ને પોતાનો ભાગ ખાઈ ચાલતો થયો. એ પ્રમાણે ત્રીજો આવ્યો તેણે પણ કર્યું, ને ચોથો આવ્યો તેણે પણ કર્યું ને બધા એવી રીતે જતા રહ્યા. પછી થોડી વારે ચારે જણા ભેગા થઇ-ને આવ્યા ને રહેલા પેંડાના ચાર ભાગ પાડ્યા ને વેંહેચી લીધા, તો પછી કંઇએ વધ્યું નહીં. ત્યારે બોલો માટલીમાં અસલ પેંડા કેટલા હતા, અને અકેક જણે ખાધા કેટલા કેટલા?

| | પેંડા. | પેહેલો—બીજો—ત્રીજો—ચોથો. |
|---|---|---|
| જ-અસલ | ૨૪૭ | ૭૯ - ૬૩ - ૫૧ - ૪૨ |

૭૭-કેટલાક લાડવા છે તે ત્રણ જણાને આવી રીતે વેંહેચી આપ્યા, પેહેલાં ત્રણ ભાગ પાડતા ૧ વધ્યો તે કાહાડી નાંખી તેમાંથી પેહે-લાને તેનો હીસ્સો આપ્યો. બાદ બાકી રહેલાના ત્રણ ભાગ પાડ્યા તો ૧ વધ્યો તે કાહાડી નાંખી બીજાને તેનો હીસ્સો આ-પ્યો. અને એજ પ્રમાણે ત્રીજાનો હીસ્સો પાડતાં ૧ વધ્યો તે કાહાડી નાંખી ત્રીજાને તેનો હીસ્સો આપ્યો. પછી છેલ્લે જેટ-લા લાડવા બાકી રહ્યા તેના ત્રણ ભાગ સામટા પાડી અકેકને આપી દીધા તો પછી કંઈ વધ્યું નહીં. ત્યારે બોલો અસલ લાડ-વા કેટલા, અને અકેકને ભાગે આવ્યા કેટલા કેટલા?

| | લાડવા. | પેહેલો—બીજો—ત્રીજો. |
|---|---|---|
| જ-અસલ | ૨૫ | ૧૦ — ૭ — ૫ |

૭૮-કેટલાક બરફીના કકડા છે તે ચાર જણ વચ્ચે વેંહેચવાના છે તેમાંનો એક જણ આવ્યો તેણે ચાર ભાગ પાડ્યા, તો ચાર ભાગ પાડતાં ૧ કકડો વધ્યો તે વધેલા સાથે પોતાનો ભાગ ખાઇ ચાલતો થયો. પછી બીજો આવ્યો તેણે ચાર ભાગ પાડ્યા તો ૧ વધ્યો તે વધેલા સાથે પોતાનો ભાગ ખાઇને તે પણ ચાલતો થયો. પછી ત્રીજો આવ્યો તેણે પણ ઉપર મુજબ કીધું ને તે પણ ઠેકાણે થયો. પછી છેલ્લે ચોથો આવ્યો તેણે ચાર ભાગ પાડ્યા તો પેલા ત્રણની માફક ૧ કકડો ઉપલક તો વધ્યો નહીં, તેથી તેણે ફક્ત પોતાનો ચોથો ભાગજ ખાધો. પછી બાકી રહેલા કકડા ચારે મળી વેંહેચી લીધા તો બધાને સરખા આવ્યા, ને બે કકડા વધ્યા તે કાહાડી નાંખ્યા. ત્યારે બોલો અસલ કકડા કેટલા, અને એકેક જણાએ ખાધા તે કેટલા?

| | કકડા. | પેહેલો | બીજો | ત્રીજો | ચોથો. |
|---|---|---|---|---|---|
| જ-અસલ | ૬૧ | ૨૦ | ૧૬ | ૧૩ | ૧૦ |

૭૯-એક ટોપલામાં કેટલીક કેરીઓ છે તે ત્રણ ભાગે બરાબર વેંહેચવી છે, એવામાં એક ભાગીઓ આવ્યો તે ત્રીજે હીસ્સે પોતાનો ભાગ ખાઈ ચાલતો થયો. પછી બીજો આવ્યો તેણે બાકી રહેલીમાંથી ત્રીજે હીસ્સે ખાધી. પછી ત્રીજો આવ્યો તેણે પણ રહેલીમાંથી ત્રીજે હીસ્સે ખાધી. પછી બાકી જે રહી તે ત્રણે જણાએ સાથે મળીને વેંહેચીં લીધી ત્યારે પણ બધાને બરાબર આવી રહી, ને એકુ વધી કે ઘટી નહીં. ત્યારે અસલ કેરીઓ કેટલી, અને એકેકને ભાગે આવી કેટલી તે કોહો?

| | કેરી. | પેહેલો | બીજો | ત્રીજો. |
|---|---|---|---|---|
| જ-અસલ | ૮૧ | ૩૫ | ૨૬ | ૨૦ |

૮૦-એક રાજાએ કન્યાદાનમાં પોતાની છોકરીને ૩ ચોગડા કાહાડી આપ્યા, તેમાં રાજાના નાના કુંવરે એક મીડું વધારી આપ્યું, તેમ વચલા કુંવરે વચમાં એક એકડો વધારી આપ્યો, ને મોટા

કુંવરે જમણી તરફ એક બગડો વધારી આપ્યો. ત્યારે બોલો દર એક જણે કેટલા કેટલા રૂપીઆ આપ્યા, અને કુલ્લે રૂપીઆ કેટલા?

| | | | |
|---|---|---|---|
| જ- | રાજાએ. | ૪૪૪ | રૂ. |
| | નાના કુંવરે. | ૩૯૯૬ | રૂ. |
| | વચલાએ. | ૩૯૭૦૦ | રૂ. |
| | મોટાએ. | ૩૯૭૨૬૨ | રૂ. |
| | કુલ્લે | ૪૪૧૪૦૨ | રૂ. |

૮૧-એક ટેલીઓ બ્રાહ્મણ એક રાજાના મેહેલ આગળ ઘણી મુદ્દત થયા ટેલ નાંખતો હતો, ત્યારે છેલ્લે રાજાએ તેની ટીપમાં ૪ ચોગડા કાહાડી આપ્યા. તે લઇ બ્રાહ્મણ પછી તેના કુંવર પાસે ગયો, તેણે તે પર એક મીડું વધારી આપ્યું. પછી રાણી પાસે ગયો તેણે પણ તેમાં એક મીડું વધારી આપ્યું. પછી કુંવરી પાસે ગયો તેણે પણ એક મીડું વધારી આપ્યું. પછી તે બધા ટીપમાં ભરાયલા રૂપીઆ લઈ ખુશ થઇ બ્રાહ્મણ પોતાને વતન ગયો. ત્યારે બોલો દર એક જણે કેટલા કેટલા રૂપીઆ આપ્યા, અને બ્રાહ્મણ પાસે કુલ્લે કેટલા રૂપીઆ થયા?

| | | | |
|---|---|---|---|
| જ- | રાજાએ. | ૪૪૪૪ | રૂ. |
| | કુંવરે. | ૩૯૯૯૬ | રૂ. |
| | રાણીએ. | ૩૯૯૯૬૦ | રૂ. |
| | કુંવરીએ. | ૩૯૯૯૬૦૦ | રૂ. |
| | કુલ્લે રૂપીઆ | ૪૪૪૪૦૦૦ | થયા. |

(દોહરા)

૮૨- ત્રીન સત્તા એક બગડા, આગળ પીછું સોળ,
જમઇ બગડો બે ગયો, થયો ત્યાં કાકારોળ;
ચતુર નર તો પારખો, હિસાબથી એ સેલ,
જમૈઇની સંખ્યા તમે, આણી આપો પેલ.

એટલે ૧૬૭૭૭૨૧૬ રૂ. એક માણસ પાસે હતા તેમાંથી

તેનો જમાઈ બગાડો લઇ ગયો, ત્યારે ઘરમાં બધા હાય પીટ કરવા લાગા, ત્યારે જમાઈ કેટલા રૂપીઆ લઈ ગયો તે કોહો?

જ-૧૫૦૯૯૫૦૦ રૂ૦

(ચોપાઈ)

૮૩- અર્ધ કીચડ ત્રી જળે પડ્યું, દશમો ભાગ શેવાળે અડયું;
બાર ગજ તો બારણે રહ્યું, તે લાકડું કેટલું થયું.

જ-૧૮૦ ગજ.

૮૪-એક કપડું ૪ ગજ લાંબુ ને ૪ ગજ પોહોળું છે, તેની કિમ્મત ૧ રૂપીઓ પડેછે, તો એ ભાવે એક ગજ લાંબું ને ૧ ગજ પોહોળું એવા કપડાનું શું બેસશે?

જ-૧ આનો.

૮૫-એક રાજા પાસે ૨૫ ગજ લાંબી, ૨૫ ગજ પોહોળી, ને ૨૫ ગજ ઊંડી એવી ૪ ખાણો હતી, તે ચારો એક વાણીઆને આપી ને રાજાએ તેની પાસેથી ૧૦૦ ગજ લાંબી, ૧૦૦ ગજ પોહોળી, ને ૧૦૦ ગજ ઊંડી એવી ૧ ખાણ લીધી; ત્યારે એમાં કોને કેટલો ફાયદો થયો તે કોહો?

જ-રાજાને ૧૬ ગણો.

૮૬-એક કીલ્લાને શત્રુની ફોજે ઘેરો ઘાલ્યો તેથી તે વખતે તેમાંના માણસોએ બીજા કીલ્લાવાળાને કહ્યું કે આ વખત હમને મદદ કરો, ને હમારી પાસે હાલ જેટલી ફોજ છે, તેટલી તમોમાંથી આપો, તે મુજબ તેણે આપી. બાદ બીજા કીલ્લાવાળાને શત્રુનો ડર થયો ત્યારે તેણે ત્રીજા કીલ્લાવાળા પાસેથી પેહેલાને આપતાં જેટલા માણસો રહ્યાં હતાં તેટલાં લીધાં. એટલે ત્રીજાને ડર લાગવા માંડયો તેણે પોતાનામાં રહ્યાં હતાં તેટલાં માણસો ચોથામાંથી લીધાં. એજ પ્રમાણે ચોથાએ પાંચમાંમાંથી, અને પાંચમાં વાળાએ છઠ્ઠામાંથી માણસો લીધાં; એટલે શત્રુની ફોજ જતી રહી. તે વખતે જોવા લાગા તો એકેક કીલ્લામાં સર-

ખાં માણસો થયાં, અને તે બધા કીલ્લાના કુલ્લે સામટાં ગણ્યાં તો હજારની ઉપર અને બે હજારની અંદર હતાં, ત્યારે બોલો પેહેલ વેહેલાં દર એક કીલ્લામાં ઓછામાં ઓછાં કેટલાં આદમી હતાં?

જ—{ પેહેલો-બીજો-ત્રીજો-ચોથો-પાંચમો-છઠ્ઠો
૯૦, ૧૮૦, ૧૮૦, ૧૮૦, ૧૮૦, ૨૭૦
કુલ્લે ૧૦૮૦ }

૮૭-એક શેહેરને ૪ દરવાજા છે, તેને ઘેરો ઘાલ્યો. એક દરવાજા પાસે લશકર આવ્યું ત્યારે તે દરવાજે જેટલાં માણસ હતાં તેટલાં તેટલાં બાકીના ત્રણે દરવાજેથી આવી પોહોંચ્યાં. ત્યારે બીજે દરવાજે ઘેરો ઘાલ્યો, ત્યાં પણ પેહેલાને આપતાં જેટલાં માણસો રહ્યાં હતાં તેટલા તેટલાં ત્રણે દરવાજેથી આવી મળ્યાં. પછી ત્રીજે દરવાજે ઘેરો ઘાલ્યો ત્યાં પણ રહ્યાં હતાં તેટલાં અકેક દરવાજેથી આવ્યાં. એજ પ્રમાણે ચોથે દરવાજે પણ થયું. પછી માણસો ગણેછે તો બધે દરવાજે સરખાં સરખાં થયાં, ત્યારે પેહેલ વેહેલાં અકેક દરવાજે કેટલાં માણસ હતાં તે કોહો?

જ-૧૨૫, ૨૨૫, ૩૦૫, ૩૬૯

૮૮-સમુદ્રમાં ૪ નાવ હતી તે માણસોથી ભરેલી હતી. તેમાં પેહેલી હોડી ડુબવા માંડી ત્યારે બાકીની હોડી વાળાએ પોત પોતામાં જેટલાં માણસો હતાં તેટલાં તેમણે ડુબતીમાંથી લીધાં. ત્યારે બીજી હોડી ડુબવા માંડી ત્યારે બાકીની ત્રણે હોડીવાળાઓએ પોત પોતામાં જેટલાં માણસો હતાં તેટલા વળી તે બીજીમાંથી લઇ લીધાં. પછી ત્રજી ડુબવા માંડી ત્યારે બધી હોડીવાળાએ ઉપર મુજબ કીધું. પછી ચોથી ડુબવા માંડી ત્યારે પણ ઉપર મુજબ બધાઓએ માણસ લઈ લીધાં, તો છેલ્લે બધી હોડીઓમાં પછી સરખાં આદમી થયાં ને દર એક હોડી સહી સલામત પોહોંચી. ત્યારે બોલો પેહેલ વેહેલાં અકેક હોડીમાં કેટલાં માણસો બેઠેલાં હતાં?

જ—૩૩, ૧૭, ૯, ૫

૮૯—૭ હોડીમાં કેટલાંક ગોળનાં માટલાં ભર્યાં છે ને તે વલસાડ બંદરે રવાને કરવાં છે. હવે પેહેલી હોડીમાં ભાર ઘણો હોવાથી તે ડુબવા માંડી ત્યારે બાકીની ૬ હોડીવાળાઓએ પોત પોતામાં જેટલાં માટલાં હતાં તેટલાં તેમણે પેહેલીમાંથી લઇ લીધાં. એટલે બીજી ડુબવા માંડી ત્યારે બાકીની ૬ હોડીવાળાઓએ પોત પોતામાં હતાં તેટલાં તેમાંથી લઈ લીધાં. પછી ત્રીજી ડુબવા માંડી એટલે બાકીની હોડી વાળાઓએ પાછું ઉપર મુજબ કીધું. એમજ ચોથી, પાંચમી, છઠી, ને સાતમી ડુબવા માંડી ત્યારે પણ બધા ઉપર મુજબ કરતા ગયા, તો છેવટ વલસાડ મૂકામે બધી હોડી બરાબર પોહોંચી ને માટલાં ઉતાર્યાં તો એકેકમાંથી સરખાં માટલાં નીકળ્યાં, ત્યારે કેહો પેહેલ વેહેલાં એકેક હોડીમાં કેટલાં કેટલાં માટલાં ભર્યાં હતાં?

જ-૪૪૯, ૨૨૫, ૧૧૩, ૫૭, ૨૯, ૧૫, ૮

૯૦-એક હોડી ભર સમુદ્રમાં છે તેમાં ૩૦ જણા બેઠા છે, તેમાં ૧૫ હોરા ને ૧૫ બોજા છે. હવે તેમાં ભાર ઘણો થવાને લીધે તે ડુબવા માંડી, તેથી અડધા માણસોને વામી નાંખવા છે, તેમાં કપતાને હુકમ કર્યો કે ગમે તે એકજ જાતના પંદરને ઝટપટ કમી કરી નાંખવા; પછી બે જાતમાંના ગમે તે, પણ તે દર એક જણ ગણતીમાં ૯ મો આવે તેનેજ વામવો. ત્યારે તે ૩૦ જણાને કેહેવી રીતે ગોઠવીને બેસાડવા કે પેહેલાથી ગણતાં ૯ માંનુંજ મોત થાય, અને તે પણ બધા એકજ જાતના નીકળે?

```
જ- | o o o o . . . . . o o . |
   | .                     o |   o = તે હોરા.
   | o   ગણે, બોજાની જા-   o |   . = તે બોજા.
   | o   તનો ૯ મો આવશે.    o |
   | . . o . . . o o . . o . |
```

૯૧-ઉપર પ્રમાણે એક હોડીમાં ૨૦ જણા છે તેમાં અડધા મોચી ને અડધા દરજી છે. એ બેમાંથી ગમે તે એક જાતના ૧૦ જણને વામી નાંખવા છે, પણ તે ગણતીમાં છઠો આવે તેનેજ. ત્યારે કેવી રીતે તદબીરથી તેઓને બેસાડવા, કે ગમે તે એકજ જાતના ૧૦ આદમી સધામ પોહોચે, અને એકજ જાતના ૧૦ આદમી સહી સલામત રેહે?

જ-




આંકડા મૂકયા તે માચી છે. ગણો જમણી બાજુથી મોચીની જાતમાંનો દર એક જણ છઠો આવશે.

૯૨-એક માણસે બજારમાંથી ૪૫ રૂપીઆનું કાપડ લીધું. હવે વેચનાર ધણીએ તેને કહ્યું કે મને દેશના ચલણ પ્રમાણે એ રૂપીઆમાં ચાર શિક્કા એટલે બેઆની, પાવલી, અડધા, ને રૂપીઆ બધું સરખું સરખું આપો, ત્યારે તે સખસને બધું કેટલું કેટલું આપીએ તે કોહો ?

જ-

| રૂપીઆ. | અડધા. | પાવલી. | બેઆની. |
|---|---|---|---|
| ૨૪, | ૨૪, | ૨૪, | ૨૪ |

૯૩-૨૭૧ રૂપીઆ છે તેના એવા છ ભાગ કરવા કે તેના આના, બે આના, પાવના, અડધા, રૂપીઆ, અને મોહોર એ બધું સરખું સરખું આવે ત્યારે તે ભાગ કરી બતાવો ?

જ- { મોહોર. રૂ. અડ. પાવ. બે આ. આ.
{ ૧૬, ૧૬, ૧૬, ૧૬, ૧૬, ૧૬

૯૪-૧ રૂપીઆનું ૪ સેરનું ઘી લેઈને પાંચ સેરનું વેચ્યું, ને પાંચ સેરનું ઘી લઇને ૪ સેરનું વેચ્યું, એવો મેં પાંચ વાર વેપલો કીધો; ત્યારે તેમાં મને ખોટ ગઇ કે નફો થયો તે કોહો ?

જ-૪ આના નફો થયો.

૯૫-એક માણસ સુરતથી અમદાવાદ ૪ દિવસે પોહોચ્યો, ને પાંચ દિવસે પાછો આવ્યો. હવે બધી મુસાફરીમાં પેહેલા દિવસ કરતાં તે દર રોજ એકેકો ગાઉ ઓછો ચાલ્યો, તો એ લેખે સુરતથી અમદાવાદ કેટલું દૂર હશે, તથા તે રોજ કેટલા કેટલા ગાઉ ચાલ્યો હશે તે કોહો ?

જ- { ૨૪, ૨૩, ૨૨, ૨૧ જતી વેળા ચાલ્યો.
{ ૨૦, ૧૯, ૧૮, ૧૭, ૧૬ આવતી વેળા.
{ ૯૦ ગાઉ દૂર.

૯૬- એક તબેલામાં કેટલીક ગાયો હતી તેને ૩ દરવાજેથી કાહાડી ત્યારે સરખી, તેને પાંચ ઝાડને છાંયડે બેસાડી ત્યારે પણ સરખી, સાત ગોવાળીઆને ચારવા આપી ત્યારે પણ સરખી. અને રાતે જ્યારે ૯ જણી દોવા બેઠી ત્યારે ગણી તો પણ બધી સરખી થઈ. ત્યારે બધી મળીને ઓછામાં ઓછી ગાયો કેટલી હતી તે કોહો ?

જ-૩૧૫

(દોહરા).

૯૭- ગોકુળ ગામની માંહે, નંદ બેર ઠાકોર જ્યારે,
પેન ચરાવવા જાએ, કરે ચતુરાઈ ત્યારે ;

ધેન તણા ત્રણ રંગ, હાર ત્રણ હંકાવે,
રાતી શ્યામ સફેત તે, સરખી દુજન કાવે;
હરિ સાથ પંચ ગોવાળ, ભાગ સરખા વેંચાવે,
ગામ ચરે દસ સીમમાં, સપ્ત નદી જળ પાવે;
બેસે તરૂવર છાંયમે, ત્યાં વૃક્ષ નવજ કાવે,
દોનારી જણ ત્રીશને, ભાગ સરખા અપાવે;
સો એક સુની જાય તે, ગણતિમાં તો આવે,
કવિજન કહે આ ઠક્કરો, એ ગઉ કિત્તી કાવે.

જ-૧૨૬૦

૯૮-એક માણસ બજારમાં એક દુકાનદારને ત્યાં ગયો અને તેને કહ્યું કે હાલ મારા ગજવામાં જેટલા રૂપીઆ છે તેટલા જો બીજા તું મને ઉધાર ધીરે તો હું તારી પાસેથી પાંચ રૂપીઆનો સોદો વેચાતો લઊં. દુકાનદારે કબુલ કીધું એટલે પેલા સખસે કહેલા રૂપીઆનો માલ લીધો. તો પણ તેના ગજવામાં થોડીએક સીલક રહી તે લઇને બીજી દુકાને ગયો, અને ત્યાં પણ કેહેવા લાગો કે હાલ મારા ગજવામાં જેટલું નાણું છે તેટલું જો બીજું તું મને આપે તો હું તારે ત્યાંથી પાંચ રૂપીઆનો સોદો વેચાતો લઊં. તે દુકાનદારે, તેમ કર્યું ને તેણે ત્યાંથી પણ સોદો લીધો. તો પણ કેટલાક પૈસા તેની પાસે રહ્યા તે લઇને ત્રીજી દુકાને ગયો ત્યાં પણ ઉપર મુજબ કર્યું ને સોદો લીધો તો ત્યાં પછી તેની પાસે કંઈએ રહ્યું નહીં. ત્યારે બોલો પેહેલ વેહેલાં ઘેરથી તે કેટલા રૂપીઆ લાવ્યો હતો?

જ-૪ રૂ. ૬ આના.

૯૯-એક માણસ ગજવામાં કેટલુંક નાણું લઇને બજારમાં એક

કાપડીઆની દુકાને ગયો ત્યાંથી તેણે એક રૂપીઆનો બારતો લીધો. બાદ બાકી જે નાણું રહ્યું તેટલું તે દુકાન વાળા પાસેથી ઓછીતું લઇને ગાંધીની દુકાને ગયો ત્યાંથી એક રૂપીઆની શાકેર લીધી. પછી જે નાણું રહ્યું તેટલું તે ગાંધી પાસેથી લઇને કાગદીની દુકાને ગયો ત્યાંથી એક રૂપીઆના કાગળ લીધા. પછી જે નાણું રહ્યું તેટલું તે કાગદી પાસેથી લઇને સુખડીઆની દુકાને ગયો ત્યાંથી એક રૂપીઆની બરફી લીધી; પછી જુવેછે તો પાસે કંઈ રહ્યું નહીં. ત્યારે બોલો પેહેલ વેહેલાં કેટલું નાણું લઇને તે ઘેરથી નીકળ્યો હતો?

જ-૧ રૂ. ૧૪ આના

૧૦૦-એક રાજાએ એક પરાના લોકોને પાઘડીનું ઇનામ આપવાને બોલાવ્યા. તે પરાની અને રાજ સભાની વચ્ચે ૩ દરવાજા હતા, તેમાં પેહેલે દરવાજેથી માણસો આવતાં ત્યાં તેમાંના અડધાં રહી ગયાં. ત્યારે બાકીના બીજે દરવાજે ગયાં ત્યાં પણ તેમાંનાં અડધાં રહી ગયાં. તેમાંથી રહી ગયલા ત્રીજે દરવાજે ગયાં ત્યાં પણ બાહાર અડધા રહી ગયાં. પછી જેઓ રાજાજી પાસે ગયા તેમને રાજાજીએ દર એકને અકેકી ચહડતી પાઘડી આપી એટલે પેહેલાને ૧, બીજાને બે, ત્રીજાને ૩, એ પ્રમાણે. તે પાઘડીઓ તે માણસો બધા દરવાજાના રહી ગયલા માણસો સાથે વેહેચી લેવા બેઠા તો દર એક જણને બરાબર અકેકી પાઘડી આવી રહી ને એકુ પાઘડી વધી કે ઘટી નહીં, તેથી બધા પછી ખુશ થઇ ગયા. ત્યારે પ્રથમ પેહેલા દરવાજામાં આવતાં કેટલા માણસ હતા તે કોહો?

જ-૧૨૦

૧૦૧-એક માહાજનનું ટોળું દરબારમાં ગયું ત્યારે પોહોરેદાર

સીપાઈઓએ કહ્યું કે તમે અડધા બેસો ને અડધા જાઓ. ત્યારે અડધા રહેલા બીજે દરવાજે ગયા ત્યારે ત્યાંથી પણ સીપાઈઓએ તેમાંના અડધાને રજા આપી. ત્યારે તે અડધા રહેલા ત્રીજે દરવાજે ગયા ત્યાંથી પણ તેમાંના અડધાને રજા આપી. એ પ્રમાણે તે અડધા રહેલા ચોથે દરવાજે ગયા ત્યાં પણ એમજ બન્યું. પછી જે માણસો દરબારમાં ગયા તેમને રાજાએ અકેકને ચહડતી શાલ આપી. તે શાલ બધાઓએ મળીને વેહેંચી લીધી તો બધાને અકેકી આવી રહી. ત્યારે બોલો અસલ પેહેલા માહાજનના ટોળામાં કેટલા માણસો હતા?

જ-૪૯૬

૧૦૨- ત્રણ જમાઈ સાસરે જમવા ગયા, ત્યારે જમી રહ્યા પછી સસરાએ તેમને પાનનાં બીડાં આપ્યાં. એવી રીતે કે મોટા જમાઈને ૭, વચલાને ૫, અને નાનાને ૩. ત્યારે એમ કરવાનું કારણ કોઈએ તે સસરાને પુછ્યું. ત્યારે તેણે જવાબ દીધો કે કંઈ ફિકર નહીં, પાન બધાને સરખાં છે. ત્યારે બોલો તે ત્રણે જમાઈના દર એક બીડામાં ઓછામાં ઓછાં પાન કેટલાં, અને કુલ્લે પાન કેટલાં તે પણ કોહો?

| | | | |
|---|---|---|---|
| જ- | મોટાના અકેક બીડામાં. | ૧૫ × ૭ | = ૧૦૫ |
| | વચલાના ........... | ૨૧ × ૫ | = ૧૦૫ |
| | નાનાનાં ........... | ૩૫ × ૩ | = ૧૦૫ |
| | કુલ્લે પાન. | | ૩૧૫ |

૧૦૩-એક તંબોળીને બે છોકરા હતા તેમાંના એકને ૧૦૦ પાન, અને બીજાને ૬૦ પાન આપ્યાં, અને કહ્યું કે એને વેચીને તમો બંનો જણા સરખા સરખા પૈસા લાવો. પણ તમારે બંનેએ એકજ ભાવે વેચવા, પછી ગમે તેટલી વખત ગમે તેટલાં પાન

વેચો તેની કંઈ ફિકર નહીં, પણ જ્યારે બંનાં પાન વેચીને આ-
વો ત્યારે પૈસા સરખા થાય. ત્યારે તેઓ શી રીતે વેચે તે કોહો?

| | | | |
|---|---|---|---|
| જ- | [illegible] | પૈસાનું પાન. | [illegible] | પૈસાના. પાન. પૈસા. |
| | | ૧ - ૧ | | ૧૧ - ૯૯ = ૧૨ |
| | [illegible] | ૬ - ૬ | [illegible] | ૬ - ૫૪ = ૧૨ |

(દર એક જણ ૧૨ પૈસા લાવ્યો).

૧૦૪-એક પસ્તાગીઆ પાસે ૭૨ કેરી હતી તે તેણે પોતાના નાના મોટા ૩ ગુમાસ્તાને આવી રીતે ચહડતી ઉતરતી વેચવા સારૂ આપી. એટલે વડાને ઘણી, વચલાને થોડી, અને નાનાને સૌથી થોડી. હવે તે કેરીઓ સરખે ભાવે વેચવાને ત્રણે જણાને શેઠે કહ્યું, એમ કે મોટો જે ભાવ પાડે તે પ્રમાણે બધાએ વેચવી. પછી કેરી ગમે તેટલી વેચો તેની કંઈ હરકત નહીં. વળી મોટો બે ત્રણ કે જેટલા ભાવ પાડે તે પ્રમાણે બીજા બંનેએ પણ વેચવી એવું પણ કહ્યું, ને પૈસા ત્યારે ત્રણે જણાએ સરખા લાવવા; ત્યારે તેઓ શી રીતે વેચે તે કોહો?

(જવાબ).

| | | | | | |
|---|---|---|---|---|---|
| મોટો | ૩૬ | [illegible] | ૩૨ના ૧૬ પૈસા. | [illegible] | ૪ ના ૨૦ પૈસા = ૩૬ |
| વચલો | ૨૭ | | ૨૨ના ૧૧ પૈસા. | | ૫ ના ૨૫ પૈસા = ૩૬ |
| નાનો | ૯ | | ૨નો ૧ પૈસો. | | ૭ ના ૩૫ પૈસા = ૩૬ |

(દર એક જણ ૩૬ પૈસા લાવ્યો).

૧૦૫-એક રાજા પાસે કેટલાંક મોતી હતાં તે પોતાની ૪ રાણીને આ પ્રમાણે વેંહેચ્યાં- પેહેલીને આપવાને ચાર ભાગ કરતાં ૧ મોતી વધ્યું, ત્યારે તેને તેનો ચોથો ભાગ તથા ૧ વધેલું મોતી

પણ આપ્યું. તેમજ બાકી રહેલાનો ચોથો ભાગ કરતાં ૧ વધ્યું તે ૧ મોતી મુક્યાં તેનો ચોથો ભાગ બીજીને આપ્યો. એજ પ્રમાણે બાકી રહેલાનો ચોથો ભાગ તથા એક વધતું મોતી ત્રીજીને આપ્યું. અને તેમાંથી રહેલાનો ચોથો ભાગ તથા એક વધતું મોતી ચોથીને આપ્યું. પછી જેટલાં મોતી બાંકી રહ્યાં તેટલાં ચારે રાણીને સરખાં સરખાં વેહેંચી આપ્યાં તો પછી કંઈ વધ્યું નહીં. ત્યારે દરેકને કેટલાં કેટલાં મોતી આવ્યાં, અને કુલ્લે મોતી કેટલાં તે કોહો?

| | પેહેલી. | બીજી. | ત્રીજી. | ચોથી. |
|---|---|---|---|---|
| જ- | ૧૬૦૦, | ૧૨૯૬, | ૧૦૬૮, | ૮૯૭ |
| | | | કુલ્લે મોતી. | ૪૮૬૧ |

૧૦૬-એક બાયડી પનઘટ ઉપર પાણી ભરવા ગઇ ત્યાં દોરડાના આચકાથી પોતાનું ઝૂમણું તુટી ગયું. તે ઝૂમણામાંથી અડધો ઘુઘરી કુવામાં પડી, ચોથા ભાગની પગ તળે ચંપાઈને ભાંગી ગઇ, તેમ પાંચમાં ભાગની બીજી સાથેની બાગડોઆ લૂટી ગઈ, પછે છેલ્લે જુવે છે તો તે બાઈની પાસે ફક્ત ૭ ઘુઘરી રહી. ત્યારે બધી મળીને ઝૂમણામાં ઘુઘરી કેટલી હતી તે કોહો?

જ-૧૪૦

## (છપ્પો).

૧૦૭- ગોરી બેઠી ગોખ, તળે નદી કરે નીરે,
તુટયો મોતન હાર, પડયો જઇ તેને તીરે;
અર્દ્ધ મોતી જળ માંહી, પલકમાં જઇને પડયાં,
ચોથ સવાયો ભાગ, તે કચરે જઈ અડયાં;

વળી છઠ્ઠો ભાગ શેવાળમાં, ગબડી ગબડીને ગયાં,
પુછીએ મોતી કેટલાં, કામની કરમાં બે રહ્યાં.

જ-૯૬

(છપ્પો).

૧૦૮- રેન હતી તે રંગપતી, હાર તુટ્યો મુગ્તાફળ,
સેજ ગીરો સાડત્રીસ ને, અર્ધ ભોમી પર દાખલ.
ત્રીયા હાથ ત્રસેઠ ગયે, પીઆ પંચ ભાગ છુપાયો,
ભાગ ન ગયે નવ ભાગ, સખીકું સાત્તેર પાયો;
ગુણાકાર ગુણ ઓચરો, સૂન હો ચતુર સૂજાણ,
કંન મોતનકો હારકો, નીચ્ચ કરો પરમાણ.

(ચોપાઈ).

(રીત) { મૂળ ગોથ દો એકી કરો, એ આગળ દો મીડાં ધરો;
ગુણાકાર કો કરો બિચાર, ધંતને મોતી તે નિરધાર.

(૯૦૦)

---

૧૦૯-૧ પૈસાના ૩ સેર તુરીઆં, ને ૩ પૈસે એક સેર કારેલાં, તો ૩ પૈસાનો ૩ સેર ભાજો લાવો.

જ- { ૦॥। પૈસાના ૨।। સેર તુરીઆં.
૨। પૈસાના ૦॥। સેર કારેલાં.

૩ ૩

૧૧૦-સહવારે ૧ રૂપીઆની ૩ મણની જુવાર વેચી, ને સાંજે ૩ રૂપીએ મણ વેચ્યા. રાતે હિસાબ ગણ્યો તો ૩૧ મણ જુવારના ૩૧ રૂપીઆ ઉપજ્યા. ત્યારે ત્રણ મણ વાળી જુવાર કેટલી, ને ૩ રૂપીએ મણ વાળી કેટલી તે કોહો ?

જ- { ૭॥। રૂ. ની ૨૩। મણ.
૨૩। રૂ. ની ૭॥। મણ.

૩૧ ૩૧

૧૧૧-૧ રૂપીઆની ૨॥। મણ ને પાંચ સેર બાજરી, ને ૧॥। રૂા. ને બે આને ૧ મણ ચોખા, તો ૮૬। રૂપીઆનું ૮૬। મણ લાવો ?

જ- { ૩૦ રૂા. ની ૫૬। મણ બાજરી.
૫૬। રૂા. ના ૩૦ મણ ચોખા.

૮૬। ૮૬।

૧૧૨-એક માણસને ઘેર ભેંસ, ગાય, ને બકરી મળીને ૨૦ જનાવર ૨૦ સેર દુધ આપેછે. તેમાં ભેંસ ૪ સેર, ગાય ૦॥ સેર, ને બકરી ૦। સેર, ત્યારે તે કયા કયા જનાવરો કે ૨૦ જનાવરનું ૨૦ સેર દુધ થાય.

જ- { ૩ ભેંસનું. ૧૨ સેર.
૧૫ ગાયનું ૭॥ સેર.
૨ બકરીનું. ૦॥ સેર.

૨૦ ૨૦

૧૧૩-ભેંસ બસેર દુધ આપેછે, ગાય ૦॥ સેર, ને બકરી પા સેર તો ૨૦ જનાવરનું ૨૦ સેર દુધ લાવી આપો?

જ- { ૭ ભેંસ. ૧૪ સેર
૧૧ ગાય. ૫॥ સેર
૨ બકરી. ૦॥ સેર.

૨૦ ૨૦

૧૧૪-ભેંસનું દુધ પાંચ સેર, ગાયનું ૦॥ સેર, ને બકરીનું ૦। સેર તો ૨૦ જનાવરનું ૨૦ સેર દુધ લાવો?

જ- { ૩ ભેંસ. ૧૫ સેર.
૩ ગાય. ૧॥ સેર.
૧૪ બકરી. ૩॥ સેર.

૨૦ ૨૦

૧૧૫-જ્યારે ભેંસ પાંચ સેર, ગાય ૧ સેર, ને બકરી ૦। સેર દુધ આપેછે, ત્યારે ૨૦ જનાવરનું ૨૦ સેર દુધ લાવો?

| | | | |
|---|---|---|---|
| જ- | ૩ | ભેંસ. | ૧૫ સેર. |
| | ૧ | ગાય. | ૧ સેર. |
| | ૧૬ | બકરી. | ૪ સેર. |
| | ૨૦ | | ૨૦ |

૧૧૬-ભેંસનું દુધ ૨॥ સેર, ગાયનું ૧। સેર, ને બકરીનું ૦। સેર, તો ૨૦ જનાવરનું ૨૦ સેર દુધ લાવો?

| | | | |
|---|---|---|---|
| જ- | ૪ | ભેંસ. | ૧૦ સેર. |
| | ૬ | ગાય. | ૭॥ સેર. |
| | ૧૦ | બકરી. | ૨॥ સેર. |
| | ૨૦ | | ૨૦ |

૧૧૭-ભેંસ ૩॥। સેર, ગાય ૦॥। સેર, ને બકરી ૦। સેર દુધ આપેછે તો ૫૦ જનાવરનું ૫૦ સેર દુધ લાવો?

| | | | |
|---|---|---|---|
| જ- | ૧૦ | ભેંસ. | ૩૭॥ સેર. |
| | ૫ | ગાય. | ૩॥। સેર. |
| | ૩૫ | બકરી. | ૮॥। સેર. |
| | ૫૦ | | ૫૦ |

૧૧૮-૨ રૂપીઆનો ૧ ઘડો, ૧ રૂપીઆના ૧૦ વાડકા, અને પાંચ રૂપીઆની ૧ ગાગર, તો ૯૭ રૂપીઆમાં ૯૭ વાસણ લાવો?

| | | | |
|---|---|---|---|
| જ- | ૩૦ રૂ. ના | ૧૫ | ઘડા. |
| | ૭ રૂ. ના | ૭૦ | વાડકા. |
| | ૬૦ રૂ. ની | ૧૨ | ગાગર. |
| | ૯૭ | ૯૭ | |

૧૧૯-પાંચ રૂપીઆની ૧ થાળી, ૩ રૂપીઆનો ૧ કળશીઓ, ને ૦॥

રૂપીઆનો ૧ વાડકો, તો ૧૦૦ રૂપીઆમાં ૧૦૦ વાસણ લાવો?

જ- ૨૫ રૂ. ની ૫ થાળી.
૩૩ રૂ. ના ૧૧ કળશીઆ
૪૨ રૂ. ના ૮૪ વાડકા.

૧૦૦ ૧૦૦

૧૨૦-પાંચ રૂપીઆની ૧ થાળી, ૨॥ રૂપીઆની ૧ ઝારી, ને ॥ રૂપીઆની ૧ પાતેલી, તો ૧૦૦ રૂપીઆમાં ૧૦૦ વાસણ લાવો?

જ- ૨૦ રૂ. ની ૪ થાળી.
૪૦ રૂ. ની ૧૬ ઝારી.
૪૦ રૂ. ની ૮૦ પાતેલી.

૧૦૦ ૧૦૦

૧૨૧-૧૦ રૂપીઆની ૧ પાઘડી, પાંચ રૂપીઆનો ખેસ, અને ॥ રૂપીઆનો ૧ રૂમાલ તો ૧૦૦ રૂપીઆમાં ૧૦૦ લુગડાં લાવો?

જ- ૧ પાઘડી. ૧૦ રૂ. ની
૯ ખેસ. ૪૫ રૂ. ના
૯૦ રૂમાલ. ૪૫ રૂ. ના

૧૦૦ ૧૦૦

૧૨૨-૨૫ રૂપીઆનું ૧ બોટીઉં, ૧ રૂપીઆનો ૧ સાળુ, ને ०। રૂપીઆનો ૧ રૂમાલ તો ૧૦૦ રૂ માં ૧૦૦ લુગડાં લાવો?

જ- ૩ બોટીઆં. ૭૫ રૂ. ના
૧ સાળુ. ૧ રૂ. નો
૯૬ રૂમાલ. ૨૪ રૂ. ના

૧૦૦ ૧૦૦

૧૨૩-૩ રૂ. નો ૧ દોપટો, ૧ રૂ. નું ૧ ધોતીઉં, અને ૧ રૂ. ના ૨૦ માથાબાંધણાં (પારસીના), તો ૧૦૦રૂ. માં ૧૦૦ લુગડાં લાવો?

| | | |
|---|---|---|
| જ- | ૧૯ દોપટા. | ૫૭ રૂ. |
| | ૪૧ ધોતીઆં. | ૪૧ રૂ. |
| | ૪૦ માથા બાંધણાં. | ૨ રૂ. |
| | ૧૦૦ | ૧૦૦ |

૧૨૪-પાંચ આનાનું ૧ અનાસ, ૧ આનાના ૨૦ જાંબુ, ને ૧ આનાની ૧ કેરી, તો ૧૦૦ આનામાં ૧૦૦ ફળ લાવો?

| | | |
|---|---|---|
| જ- | ૧૯ અનનાસ. | ૯૫ આના. |
| | ૮૦ જાંબુ. | ૪ આના. |
| | ૧ કેરી. | ૧ આનો. |
| | ૧૦૦ | ૧૦૦ |

૧૨૫-૧ આનાની પાંચ કેરી, ૧ આનાના ૨૫ જાંબુ, ને ૧ આનાના ૧૦૦ બોર, તો ત્રણે ચીજ એક આનામાં બધી સરખી સરખી લાવો?

| | | |
|---|---|---|
| જ- | ૪ કેરી. | ૫ દોકડાની. |
| | ૪ જાંબુ. | ૧ દોકડાના. |
| | ૪ બોર. | ૦। દોકડાના. |
| | ૧૨ | ૬। |

૧૨૬-૪ રૂપીએ ૧ મણ ગોળ, ૨ રૂપીએ ૧ મણ આંટો, ને ૦॥ રૂપીએ મણ દાળ, તો ૧૦૦ રૂપીઆમાં ૧૦૦ મણ લાવો?

| | | |
|---|---|---|
| જ- | ૧૦ મણ ગોળ. | ૪૦ રૂ. |
| | ૧૦ મણ આંટો. | ૨૦ રૂ. |
| | ૮૦ મણ દાળ. | ૪૦ રૂ. |
| | ૧૦૦ | ૧૦૦ |

૧૨૭-૧ રૂપીઆનું બસેર ઘી, ૧ રૂપીઆની ૪ સેર ખાંડ, ને ૪ રૂપીએ સેર એલચી, તો ૪ રૂપીઆમાં ૪ સેર બોજો લાવો?

જ- { ૨૦।= નું ૦।।। સેર ઘી.
૨૦।।= ની ૨।। સેર ખાંડ.
૨ ૩ ની ૦।।। સેર એલચી.

૪) ૪)

૧૨૮-૧ પૈસાની ૪ સેર ભાજી, ૧ પૈસાની બસેર દાળ, ને ૩ પૈસા સેર કારેલાં, તો પાંચ પૈસાનું બધું પાંચ સેર લાવો?

જ- { ૦।। ૧ પૈસાની ૨।। સેર ભાજી.
૦।। ૧ પૈસાની ૧। સેર દાળ.
૩।।। પૈસાના ૧। સેર કારેલા.

૫) ૫)

૧૨૯-૧ પૈસે સેર આંટો, ૮ પૈસે સેર ઘી, ને ૪ પૈસે સેર ગોળ, તો ૨૦ પૈસામાં પાંચ સેર ગોળ પાપડી બનાવો?

જ- { ૧ સેર આંટો. ૧ પૈસો.
૦।।। સેર ઘી. ૬ પૈસા.
૩। સેર ગોળ. ૧૩ પૈસા.

૫ ૨૦

૧૩૦-૧ પૈસે સેર આંટો, ૧૬ પૈસે સેર ઘી, ને ૮ પૈસે સેરે ગોળ તો ૨૦ પૈસામાં પાંચ સેર સુખડી કરી આપો?

જ- { ૩ સેરે આંટો. ૩ પૈસા.
૦)= સેર ઘી. ૨ પૈસા.
૧।।।= સેર ગોળ. ૧૫ પૈસા.

૫ ૨૦

(ચોપાઈ).

૧૩૧- નવસારીથી આવી જાન, વીસ માણસને વીસ પાન,
વેંચી આપો એ નિરધાર, ઢીલ ન કરો મન લગાર.

ભાયડાને બે આપો સાથ, તેનું પોણુ બાયડીને હાથ,
અર્ધ પાન બાળકનું જાણ, એ રીતે વેંચો પ્રમાણ.

જ- { ૪ ભાયડા. ૮ પાન.
૪ બાયડી. ૬ પાન.
૧૨ બાળક. ૬ પાન.

૨૦ ૨૦

૧૩૨-ભાયડાને ૧॥, બાયડીને ૦॥, અને છોકરાને ૦।, તો એ રીતે ૨૦ માણસને ૨૦ પાન વેંહેચી આપો?

જ- { ૧૧ ભાયડા. ૧૬॥ પાન.
૫ બાયડી. ૨॥ પાન.
૪ છોકરા. ૧ પાન.

૨૦ ૨૦

૧૩૩-૨૦ માણસને ૨૦ રૂપીઆ વેંહેચો, એવી રીતે કે મરદને ૨૨॥, બાયડીને ૨૧॥, અને છોકરીને ૨૦॥, ત્યારે શી રીતે વેંહેચવા તે કોહો?

જ- { ૨ મરદ. ૫ રૂા.
૬ બાયડી. ૯ રૂા.
૧૨ છોકરી. ૬ રૂા.

૨૦ ૨૦

૧૩૪-૧૦૦ પાન ૧૦૦ માણસ વચ્ચે વેંહચો, એવી રીતે કે મરદને ૫, બાયડીને ૦॥, ને છોકરાને ૦।, તો તે શી રીતે તે કોહો?

જ- { ૧૪ મરદ. ૭૦ પાન.
૩૪ બાયડી. ૧૭ પાન.
૫૨ છોકરા. ૧૩ પાન.

૧૦૦ ૧૦૦

૧૩૫-૩ રૂ. ના પાંચ મરઘા, પાંચ રૂ. ના ૭ બતક, ૭ રૂ. ના ૯ પોપટ, અને ૯ રૂ. ના ૩ મોર તો ૧૦૦ રૂ. માં ૧૦૦ જનાવર લાવો?

જ-
૯ રૂ. ના ૧૫ મરઘા.
૨૦ રૂ. ના ૨૮ બતક.
૩૫ રૂ. ના ૪૫ પોપટ.
૩૬ રૂ. ના ૧૨ મોર.
૧૦૦ ૧૦૦

૧૩૬-ઘોડાને ૧॥ પાલી, ઘોડીને ૦॥ પાલી, ને વાછરડાને ૦। પાલી. તો ૧૦૦ જાનવરને ૧૦૦ માણુ ચણા શી રીતે વેહેચવા તે કોહો?

જ-
૫૫ ઘોડા. ૮૨॥ પાલી.
૨૫ ઘોડી. ૧૨॥ પાલી.
૨૦ વાછરડા. ૫ પાલી.
૧૦૦ ૧૦૦

(છપ્પો).

૧૩૭- એક રાયને ઘેર તો, ઘણા હાથી ને ઘોડા,
ઊંટો હતા અનેક ત્યાં, બીજા સાથ સજોડા;
અઢી મણ તો હાથી ખાય, દોઢ મણ ઉંટ જાણજે,
પાંચ સેર કણ અશ્વ તે, ગણિતે ગણી માનજે.
સોમણ દાણો નિત્ય વરે, શોભાવે તે સાથીઆ,
ત્યારે ઉંટ ને અશ્વ કેટલા, કોહો કેટલા હાથીઆ.

(દોહરા).

(જવાબ)
અડતાળીશ તો અશ્વ છે, છત્રસે ઊંટ સાર,
સોળજ કહિએ હાથીઆ, તે માનો નિરધાર.
પૂરા ઉંટ પંચાવના, પ્રોઢા હાથી પાંચ,
ચાળીશ અશ્વ ઓપતાં, શ્યામા માનો સાચ.
સત્તર ઊંટ તો જો ગણો, હાથી સાત ને વીસ,
ત્યારે અશ્વ તો છપ્પન છે, રૂદે ન કરશો રીસ.

૧૩૮-એક સાહુકાર પાસે હાથી ઘોડા ને બળદ મળીને ૧૦૦ જાનવર છે તે રોજ ૧૦૦ મણ દાણો ખાય છે. તેમાં હાથી ૨।। મણ, ઘોડો ૧। મણ, ને બળદ પાંચ સેર, ત્યારે તે જાનવરો કયા કયા?

| | | |
|---|---|---|
| જ- | ૨૫ હાથી. | ૬૨।। મણ. |
| | ૨૫ ઘોડા. | ૩૧। મણ. |
| | ૫૦ બળદ. | ૬। મણ. |
| | ૧૦૦ | ૧૦૦ |

૧૩૯-ડાંગરના વીઘા ૧ નો રૂ૧।।, બાજરીના વીઘા ૧નો રૂ૧, ને કોદરાના વીઘા ૧નો રૂ૦।, તો એ લેખે ૨૬ રૂપીઆમાં ૨૬ વીઘાં રાખવા હોય તો કયા ભાવના કેટલાં કેટલાં વીઘાં રાખવાં તે કોહો ?

| | | |
|---|---|---|
| જ- | ડાંગરના ૧૨ વીઘાં. | ૧૮ રૂ. |
| | બાજરીના ૬ વીઘાં. | ૬ રૂ. |
| | કોદરાના ૮ વીઘાં. | ૨ રૂ. |
| | ૨૬ | ૨૬ |

૧૪૦-૧૭ રૂપીએ મણ રાસ પડે એવું મારે ૯૯ મણ ઘી એકઠું કરવું છે. તેમાંનું કેટલુંક ૧૬ રૂપીએ મણ, કેટલુંક ૧૮ રૂપીએ મણ, અને કેટલુંક ૨૦ રૂપીએ મણ મળે છે, ત્યારે દર એક ભાવનું કેટલા કેટલા મણ લેવું તે કોહો ?

| | | |
|---|---|---|
| જ- | ૧૬ રૂ. વાળું ૬૬ મણ = | ૧૦૫૬ રૂ. |
| | ૧૮ રૂ. વાળું ૧૬।। મણ = | ૨૯૭ રૂ. |
| | ૨૦ રૂ. વાળું ૧૬।। મણ = | ૩૩૦ રૂ. |
| | | ૯૯ X ૧૭ = ૧૬૮૩ રૂ. |

(દોહરા).

૧૪૧- રવી કાજળ નવ જાણી, નહિણે આંજે સાર,

નવ મણ કાજળ ભેળિએ, આંજે કેટલી નાર !

જ—૧૦૮૮૬૪૦૯ નાર.

૧૪૨- ચોસેઠ ચાવલ કોળિઓ, ગ્રાસ બત્રિસ દિન ખાય,
તે નર જીવે સો વર્ષ તો, કેટલા ચોખા થાય !

જ—૭૩૭૨૮૦૦૦ ચોખા.

૧૪૩- બાપા બેઠી લાડકી, ફોફળ માંગે ચાર,
હાટે હાટે ચોગણાં, સોળ હાટે લેનાર.

(ચોપાઇ).

(જવાબ) મેલ સત્તાવન પર છત્રીસ, બાસેઠ આગળ ધર દો તીસ,
છકા ઊપર મીડા લખો, ઇતના ફોફળ આણી રખો.
(૫૭૨૬, ૬૨૩૦, ૬૦)

(દોહરા).

૧૪૪- ઊંચો આંબો શુભ વૃક્ષ તે, લૂમે લડથડિઓ,
એક ધેનુ આવી તાંય, અર્ધ ભાગ તો હરિઓ.
એક હતો માર્ગ માંહે, હાંસ મન તેણે કીધો,
ત્રેપન ઊપર તેર તો, કેરી તેણે લીધો.
ગઇ વેઠે દરબાર, એકસો ઊપર આઠ,
ધણીએ જાણી વાત, પચાસ બાંધી ગાંઠ.
બાકી કેરી જે રહી, આંબ વૃક્ષની સાચ,
ગણતિમાં તે થઇ પડી, પાંસેટ ઊપર પાંચ.
પંડીત લેખું વાતનું, કરો ચતુર સૂજાણ,
કોહો કેરી કેટલી, સિદ્ધ કરો પરમાણ.

(જવાબ).

પ્રત્યુત્તર વાત તણો, બાંધી રાખો ગાંઠ,
સો મળી પાંચસો હતી, એંસી ઊપર આઠ.

૧૪૫–કેટલાંએક પક્ષીનાં જૂદાં જૂદાં બે ટોળાં સામ સામાં ઝાડ પર બેઠાં હતાં, તેમાંનાં એક ટોળાનાં પક્ષી બીજાં ટોળાંને કેહેવા લાગ્યાં કે જો તમારામાંથી ૧ પક્ષી હમારામાં આવે તો હમે તમારા કરતાં સવાયાં થઈએ. ત્યારે તેમાંનાં પક્ષી તેને કેહેવા લાગ્યાં કે જો તમારામાથી ૧ પક્ષી હમારામાં આવે તો આ પણ બંનો સરખાં થઈને ઉડી જઈએ. ત્યારે દર એક ટોળામાં પક્ષી કેટલાં કેટલાં તે કોહો!

જ-૧૭ ને ૧૯

(છપ્પો).

૧૪૬– પક્ષી ટોળાં બેજ, ઉડી આકાશે આવ્યાં,
ચંપક વનમાં તેજ, ભલાં સૌને મન ભાવ્યા.
ત્યાં બોલ્યું ટોળું એક, એક તમમાંથી આવો,
સરખાં થઈએ બેજ તે, ભલાં સૌને મન ભાવો.
ત્યારે બીજું ટોળું બોલ્યું, એક પક્ષી આપો તમો,
તો થઈએ બમણાં તમ થકી, ગણ પક્ષી પુછીએ હમો.

જ-૫ ને ૭

૧૪૭– પંખી ટોળું પ્રૌઢ, ઉડી આકાશે આવ્યું,
વનમાં વડ ગંભીર, તે વૃક્ષજ મનમાં ભાવ્યું.
અકેક પાંતરે અકેક પક્ષી, બુદ્ધિ થકી તો બેઠાં,
વધ્યું પક્ષી ત્યાં એક, સૌ ચિંતામાં પેઠાં.
ફરી બેઠાં અકેક પર બે જણાં, ત્યાં પાંદડું એકજ વધ્યું,
કોહો પક્ષી એ કેટલાં, કોહો પાન ગણી સીધું.

જ-૩ પાંદડાં, ને ૪ પક્ષી.

૧૪૮-એક પક્ષીનું ટોળું ઝાડ પર બેઠું હતું તેને બીજા એક પક્ષીએ પુછયું કે તમે બધાં મળીને કેટલાં પક્ષી છો! ત્યારે તે ટોળાનાં પક્ષીઓએ જવાબ દીધો કે હમે જેટલાં પક્ષી આ

ઝાડ ઉપર છીએ તેનાથી સવાયાં આગળ ગયાં છે, તથા હમારાથી દોહોડાં હજી પાછળ આવેછે, વળી પેલા સામાં ઝાડ પર જોશો તો હમારા ચોથા ભાગના દોહોડાં ત્યાં બેઠેલાં છે, તે છતાં પણ જો તું ૧ હમારામાં આવે તો આપણ બધા ૧૦૦ થઇને ઉડી જઇએ. ત્યારે અસલ તે ઝાડ પર બેઠેલાં ટોળામાં પક્ષી કેટલાં તે કોહો ?

જ-૨૪

(છપ્પો).

૧૪૯— જાતાતા જણ બે, એક મરદ એક બેરી,
એક આંબાનું વૃક્ષ, તે તળે અગણિત કેરી;
એકે વાળી ગાંઠ, ત્યાં તે બાળા બોલે,
તુંજ પાસે બે ભાગ, મારા એક ભાગ તોલે;
પણ તુંજમાંથી એક પડી જડી, તે મેં લીધી છે છતી,
ત્યારે સરખી થઇ તે સાથમાં, કોહો કેરી કેટલી હતી ?

જ-૨ ને ૪

૧૫૦-કેટલાક માણસો સામા સામા બે હારમાં જમવા બેઠેલા છે, તેમાં જો સામી હારમાંનો એક માણસ આ હારમાં આવે તો આ હારના માણસો દોહોડા થાયછે, પણ જ્યારે આ હારમાંનો એક માણસ સામી હારમાં જાયછે ત્યારે તો બંનો સરખા થઇ જાયછે. ત્યારે બોલો દર એક હારમાં કેટલા કેટલા માણસો છે તે કોહો ?

જ-૯ ને ૧૧

૧૫૧-એક ભરવાડાએ બીજાને કહ્યું કે જો દોસ તું મને એક બકરો આપે તો મારૂં કામ થઇ જાય ને તારા કરતાં મારી પાસ ત્રમણા બકરા થાય. ત્યારે તેણે જવાબ દીધો કે જો દોસ તું મને ૧ આપે તો બહુજ સારૂં કે આપણ બંનો પાસ સરખા

બકરા થાય. ત્યારે દર એક ભરવાડ પાસે કેટલા કેટલા બકરા છે તે કોહો?

જ-૩ ને ૫

૧૫૨-મારા બેઉ હાથની મુઠીમાં થોડા થોડા પૈસા છે. હવે જો હું જમણા હાથની મુઠીમાંનો એક પૈસો ડાબીમાં મૂકું તો બંને મુઠીમાં પૈસા સરખા થાયછે, પણ જ્યારે ડાબી મુઠીનો ૧ પૈસો જમણીમાં મૂકું ત્યારે તો ડાબી કરતાં જમણીમાં પાંચ ગણા થાયછે, ત્યારે દર એક મુઠીમાં કેટલા કેટલા પૈસા છે તે કોહો?

જ-ડાબીમાં ૨, જમણીમાં ૪

૧૫૩-એક માણસ પાસે મુઠીમાં કેટલાક પૈસા હતા તેમાં તેણે ૩ ઉમેર્યા ને ૪ કાહાડી લીધા. પછી બાકી રહેલાને પાંચગણા કીધા, ને તે છ જણાને બધા સરખા વેંહેચી આપ્યા તો એકેકને ભાગે દસ દસ પૈસા આવ્યા. ત્યારે અસલ તેની મુઠીમાં પૈસા કેટલા હતા તે કોહો?

જ-૧૩ પૈસા.

૧૫૪-બે દોસ્તદારો હતા તેમાં એક જણ ૧। સેર ને બીજો ૦॥। સેર મળી બસેર બરફી ખાવા સારૂ લાવ્યા. એવામાં ખાતી વખત ત્રીજો દોસ્તદાર આવી પોહોંચ્યો તે સાથે ત્રણે જણાએ સરખી બરફી ખાધી. પછી ત્રીજો વગર પૈસે જમ્યો હતો તેણે પાડ ન રાખતાં બંને વચ્ચે ૨૦ પૈસા આપ્યા ને એકદમ ચાલતો થયો. ત્યારે એ ૨૦ પૈસા બે જણ શી રીતે વેંહેચી લે તે કોહો?

જ- { ૧। શેર વાળો ૧૭॥ પૈસા.
{ ૦॥। શેર વાળો ૨॥ પૈસા.

૧૫૫-ત્રણ સોબતી હતા તેમાં એકે પાંચ આના, બીજાએ છ આના, અને ત્રીજાએ ૭ આના કાહાડીને તેની મીઠાઈ લાવી ઉજાણી કરવા માંડી. થોડી વાર થઈ કે તુરત એક ચોથો

સોબતી તેમાં આવ્યો ને તેમાં સામેલ થઈ બધાં ચારે જણા સારી પેઠે બરાબર જમ્યા. જમી રહ્યા બાદ ખરચ થયલા કુલે ૧૮ આના ચોથા સખસે પોતાની ગીરેથી ત્રણે જણાને આપ્યા, ત્યારે તે ૧૮ આના તેઓ ત્રણ જણા શી રીતે વેંહેચી લે તે કોહો?

જ- { ૫ આના વાળો. ૨ આના.
૬ આના વાળો. ૬ આના.
૭ આના વાળો. ૧૦ આના. }

૧૫૬-એક માણસ પાસે બે લાડુ હતા ને બીજા પાસે ત્રણ હતા, તેમાં ત્રીજો આવીને સરખે હીસ્સે જમી ગયો, તેણે ત્રીજાએ ખાધા બદલ પાંચ આના બે જણને આપ્યા; ત્યારે દર એક જણ શું શું વેંહેચી લે તે કોહો?

જ- { બે લાડુ વાળો. ત્રણ લાડુ વાળો.
૧ આનો. ૪ આના. }

૧૫૭-૪૮ રૂપીઆ ૪ જણાને એવી રીતે વેંચી આપો કે જેટલા પેહેલાને મળે તેમાં ૩ ઉમેરીએ, બીજાને મળે તેમાંથી ૩ ઓછા કરીએ, ત્રીજાને મળે તેને ત્રણે ગુણીએ, અને ચોથાને મળે તેને ત્રણે ભાંગીએ તો બધાના ભાગ સરખા થાય. ત્યારે કેટલા કેટલા રૂપીઆ આપવા તે કોહો? જ-૬, ૧૨, ૩, ૨૭

૧૫૮-એક સખસ કોઈને ત્યાં એક મહિનાની બોલીએ ચાકર રહ્યો, એવી રીતે કે રોજના તેની પાસે ૨૦ પૈસા લેવા. પણ જે દાહાડે તેનાથી કામ પર હાજર થવાય નહીં તે દાહડાના ૧૦ પૈસા શેઠને દંડના આપવા. એમ કરતાં ૩૦ દાહડા પુરા થયા ને હિસાબ ગણ્યો તો બધા મળીને ૨૪૦ પૈસા તેને મળ્યા. ત્યારે એ પ્રમાણે તેણે કેટલા દીવસ ચાકરી કરી, અને કેટલા દીવસ તે ગેર હાજર રહયો તે કોહો?

જ-૧૮ દાહડા હાજર, ૧૨ દાહડા ગેરહાજર.

૧૫૯-એક સખ્શ ગાંધીને ત્યાં આકર હતો, તેની દુકાનમાં મધનું કુંડું ભરેલું હતું તેમાંથી તે રોજ શેર શેર મધ કાહાડી લેતો, અને તે ઉણું ન થાય તેટલા સારૂ માંહે દર રોજ શેર શેર ગોળનું પાણી રેડતો. એ પ્રમાણે તેણે ૨૦ દિવસ સુધી કર્યું. પછી કુંડામાં ફક્ત ૧૦ શેર મધ બાકી રહ્યું ત્યારે હવે તો વાત જણાઈ આવશે એવા ડરથી તેણે ૨૦ દિવસ સુધી પાછું શેર શેર મધ નાંખીને શેર શેર પેલુ (મધ ને ગોળનું પાણી ભેગુ થયલું) તે કાહાડી લીધું, ત્યારે છેહલે તે કુંડામાં ઘી ને ગોળનું પાણી કેટલું રહ્યું તે કોહો?*

જ- { ૨૮।।। શેર, ને ૭ પૈસા ભાર મધ.
૧ શેર, ને ૨।।। પૈસા ભાર પાણી.

૧૬૦-એક માણસને એક વાડીમાંથી ૧ લીંબું લાવવું હતું, હવે તે વાડીથી આવતાં ૭ ચોકી હતી તે દર એક ચોકીએ તેને પોતાની શીલીકમાંથી અડધાં લીંબું આપવાં પડયાં. ત્યારે એ પ્રમાણે ચોકી ચૂકવતાં વાડીમાંથી તે પેહલ વેહેલાં કેટલાં લીંબુ લઈ આવેલો કે છેહલે તે એક લીંબું ઘેર લઈ ગયો.

જ-૧૨૮

૧૬૧-એક સૂબેદાર કેટલાએક ઘોડા લઇને આવતો હતો એવામાં રસ્તામા ૪ ગામ આવ્યાં, તે ચારો ગામના પટેલે તેમાંથી અડધા ઘોડા લઈ લીધા. એવી રીતે કે પેહેલું ગામ આવ્યું ત્યાંના પટેલે અડધા લીધા ને ૧ ઘોડો જૂદો ચોકીવાળાને અપાવ્યો. બાદ બીજું ગામ આવ્યું ત્યારે ત્યાંના પટેલે રહેલામાંથી અડધા લીધા ને વળી ૧ ઘોડો ચોકી વાળાને અપાવ્યો. પછી ત્રીજું ગામ આવ્યું ત્યાંના તથા ચોથા ગામના પટેલે પણ તેમજ કીધું. પછી છેહલે તે સૂબેદાર જુવેછે તો પોતે જે ઘોડા ઉપર બેઠોછે તે ઘોડા શિવાય બીજો એકુ ઘોડો પાસે રહયો નહીં. ત્યારે એ

પ્રથમ પોતાના ઘોડા સાથે કુલ્લે કેટલા ઘોડા લાવ્યો હતો તે કોહો?

જ-૪૬ ઘોડા.

૧૬૨-એક માણસ શેરડીના વાઢમાંથી કેટલીક શેરડી કાપીને તેનો ભારો બાંધી લઇ આવતો હતો, એવામાં રસ્તે તેને પાંચ દરવાજા નડયા. તેમાં પેહેલે દરવાજે દાણીએ તેમાંથી ૧ સાંઠો લીધો ને પછી ચોકીવાળાએ અડધી શેરડી કાહડી લીધી. બાકી રહી તે લઇને બીજે દરવાજેથી આવતાં ત્યાંના દાણીએ એક શેરડી લીધી ને પછી ચોકીવાળાએ અરધી લઈ લીધી. એ પ્રમાણે ત્રીજે, ચોથે, તથા પાંચમે દરવાજે બન્યું, તો છેવટ તે બીચારો ૧ શેરડી લઇને ઘેર આવ્યો. ત્યારે બોલો એ પ્રથમ ખેતરમાંથી કેટલી શેરડી લઇ આવતો હતો ?

જ-૬૩

૧૬૩-કેટલાક ચોર ચોરી કરવા જતા હતા ત્યાં રસ્તામાં પાંચ ચોકી હતી, તે દર એક ચોકીએ તેઓએ એવી કબૂલાત આપી કે જેટલા રૂપીઆ હમો લાવીએ તેમાંથી અડધા ને ૧ રૂપીઓ વધતો હમારે દર ચોકીએ આપવો સહી. પછી ચોરી કરીને રૂપીઆ લાવ્યા અને પોતાની કબૂલાત મુજબ દર ચોકીએ રૂપીઆ ચૂકવ્યા, તો છેલ્લી ચોકી વીત્યા બાદ તેઓ પાસે ફકત ૧ રૂપીઓ રહી ગયો. ત્યારે બોલો ચોરી કરીને તેઓ કેટલા રૂપીઆ લાવ્યા હતા ?

જ-૯૪

૧૬૪-એક સ્વાર કેટલાક ઘોડા લઇને આવતો હતો એવામાં તેને પાંચ ચોકી. રસ્તામાં ચૂકવવી પડી. તેમાં પેહેલી ચોકીએ પોતામાંથી અડધા ને બે ઘોડા ઉપર આપવા પડયા. પછી બાકી રહેલા લઇને આવતો હતો એટલે બીજી ચોકીવાળાએ પણ એ મુજબ લીધા. અને એજ પ્રમાણે ત્રીજી તથા ચોથી એ

કીએ આપવા પડયા, પણ પાંચમી ચોકી વાળાએ રહેલામાંથી ફકત અડધાજ લીધા તો પછી છેલ્લે તેની પાસે એકજ ઘોડો રહયો, ત્યારે તે પ્રથમ કેટલા ઘોડા લાવ્યો હતો તે કોહો ?

જ-૯૨

૧૬૫-એક વણજારો કોઇ મૂલકથી કેટલીક ઘઉંની ગુણો પોઠી ઉપર નાંખીને આવતો હતો, એવામાં તેને ૧૦ ગામની ૧૦ ઠેકાણે જકાત આપવી પડી. પેહેલા ગામની જકાતમાં પોતાની પાસે જેટલી ગુણો હતી તેમાંથી અડધી ને વળી ૧ ગુણ ઉપર આપવી પડી. બીજી ચોકીએ પણ રહેલી ગુણોમાંથી અડધી ને એક વધારે આપવી પડી. એ પ્રમાણે બધા ગામ વાળાએ ગુણો લીધી, તો છેવટ છેલ્લા ગામની જકાત ચૂકવતાં તે વણજારા પાસે ફકત ૧ ગુણ રહી. ત્યારે બોલો તે પોતાના મૂલકથી કેટલી ગુણો લઇને આવતો હતો ?

જ-૩૦૭૦

૧૬૬-એક રાજા કોઈ મૂલકથી કેટલાક માણસોની ફોજ લઇને આવતો હતો, એવામાં રસ્તે ૧૦ દરવાજા આવ્યા. તેમાં પેહેલા દરવાજા વાળાએ તે રાજા પાસેથી અડધા માણસ લીધા, પણ તેમાંથી ૧ માણસ રાજાને પાછું આપ્યું. બાદ તે બધા લઈને બીજે દરવાજે ગયો એટલે ત્યાં પણ તેમાંથી અડધા લીધા ને તેણે પણ ખુશીથી ૧ માણસ રાજાને પાછું આપ્યું. એ પ્રમાણે દસે દરવાજાની ચોકી ચૂકવી તેમાં દસમાં દરવાજા વાળાએ અડધા માણસ લીધા ખરા, પણ બધાની માફક ૧ પાછું આપ્યું નહીં; તો છેવટ રાજા પાસે ફકત ૧ માણસ રહયું. ત્યારે એ રાજા પ્રથમ કેટલા માણસ લઇને આવતો હતો તે કોહો ?

જ-૨

૧૬૭-સુરતથી મુંબઈ આસરે ૧૦૦ ગાઉ દૂર છે, તેમાં સુરતથી

તે મુંબઈ સુધીમાં ગાઉ ગાઉએ ૧૦૦ ચોકી મૂકેલીછે. હવે એક ટોપલામાં સો સો કેરી છે એવા ૧૦૦ ટોપલા કેરીના મુંબઈ ચહડાવવાછે, પણ દર ચોકીએ એક ટોપલા દીઠ એકેકી કેરી જકાતની બેસેછે. ત્યારે ૧૦૦ ચોકી ચૂકવતાં મુંબઈ કેરી કેટલી આવશે તે કોહો ? (ટોપલો ભરેલો હોય તેનુંજ દાણ બેસે, છૂટી કેરી ઉપર જકાત નહીં એટલો ખૂલાસો કરૂં છઉં).

જ-૪૯૫૦ કેરી.

૧૬૮-એક માણસ કોઈ ગામથી થોડો એક માલ ભરીને આવતો હતો તેની સાથે થોડાએક રૂપીઆ પણ હતા. હવે શેહેરમાં આવતાં રાત ગઇ એટલે દરવાજો બંધ થઇ ગયો માટે ૧ રૂપીઓ દરવાજો ઉઘડામણી આપવો પડયો. પછી ઇજારદારને માલની જકાતના તેમાંથી અડધા રૂપીઆ આપ્યા. તે આપીને ઘર તરફ આવતાં રસ્તે ૧ રૂપીઓ પડી ગયો, પછી ઘેર આવ્યો એટલે સામાં ચોર મળ્યા તેમણે તેમાંથી અડધા રૂપીઆ લઈ લીધા. પછી રહેલામાંથી ૧ રૂપીઓ ઘરમાં છોકરાને આપ્યો, તો ત્યાર પછી પાસે કંઇ રહયું નહીં. ત્યારે પેહેલાં તેની પાસે કેટલા રૂપીઆ હતા તે કોહો ?

જ-૭ રૂપીઆ.

૧૬૯-એક ગામ વચ્ચે ૩ નદી આવેછે તે દરએક નદી ઉપર એકેકું દેહેરું છે, તેમાં ચહડાવવા સારૂ એક ઝાડ ઉપરથી ફુલ તોડયાં. પેહેલી નદીમાં ધોયાં એટલે બમણાં થયાં તેમાંથી કેટલાંક દેવને ચહડાવ્યાં. બાકી રહેલાં બીજી નદીમાં ધોયાં એટલે પાછાં બમણાં થયાં તેમાંથી અગાઉ જેટલાં બીજે દેહેરે ચહડાવ્યાં. પછી જે રહયાં તે ત્રીજી નદીમાં ધોયાં એટલે ત્યાં પણ બમણાં થયાં, તેમાંથી ઉપર પ્રમાણે ત્રીજે દેહેરે ચહડાવ્યાં, તો પછી પાસે એકુ ફુલ રહ્યું નહીં. ત્યારે અસલ ઝાડ પરથી તોડેલાં ફુલ કેટલાં, અને દર એક દેહેરા ઉપર ચહડાવ્યાં કેટલાં તે કોહો?

જ-૭ ફુલ, ને ચહડાવ્યાં ૮

૧૭૦-એક કમળનાં ઝાડ ઉપરથી મેં કેટલાંએક ફુલ તાડીને એક દેહેરામાં દેવને ચહડાવ્યાં, પછી બાકી રહેલાં લઈને બીજે દેહેરે જાઉં છું એટલે તે બમણાં થયાં તેમાંથી અગાઉ જેટલાં ત્યાં ચહડાવ્યાં. પછી જે રહ્યાં તે લઈને હું ત્રીજે દેહેરે ગયા ત્યાં પણ બમણું થયાં તેમાંથી અગાઉ જેટલાં ત્યાં ચહડાવ્યાં, એટલે તો એકુ ફુલ રહ્યું નહીં. ત્યારે પ્રથમ મારી પાસે ફુલ કેટલાં, અને એકેક દેહેરે ચહડાવ્યાં કેટલાં તે કેહો ?

જ-૭ ફુલ, ને ચહડાવ્યાં ૪

૧૭૧-એક માણુસ કેટલાંએક ફુલ લઈને ઘેરથી આવ્યા તેમાંથી તેણે થાડાંક માધેવને ચહડાવ્યાં, બાદ બાકી રહ્યાં તે બમણાં થયાં એટલે તેમાંથી અગાઉ જેટલાં ગણપતીને ચહડાવ્યાં. પછી જે રહયાં તે ત્રમણા થયાં તેમાંથી બધાની માફક હનુંમાનને ચહડવ્યાં. તા પણ થાડાંક ફુલ રહયાં તે ચાગણાં થયાં તેમાંથી અગાઉ જેટલાં પાર્વતીને ચહડાવ્યાં તા પછી તેની પાસે એકુ ફુલ રહ્યું નહીં. ત્યારે અસલ એ ઘેરથી ફુલ લાવેલા કેટલાં, અને દર એક દેવને ચહડાવ્યાં કેટલાં કેટલાં તે કેહો !

જ-૪૧ ફુલ, ને ચહડાવ્યાં ૨૪

૧૭૨-એક તળાવની પાસે માધેવના ૯ દેહેરાં છે. ત્યાં એક માણસ કેટલાંક ફુલ લઈને આવ્યા ને તે તળાવમાં ધોયાં એટલે બમણાં થયાં તેમાંથી કેટલાંક ફુલ પેહેલે દેહેરે ચહડાવ્યાં. બાદ બાકી રહયાં તેને ધોયાં એટલે પાછાં બમણાં થયાં તેમાંથી અગાઉ જેટલાં બીજે દેહેરે ચહડાવ્યાં. પછી બાકી રહેલાંને ધોયાં એટલે પાછાં બમણાં થયાં તેમાંથી આગળની માફક ત્રીજે દેહેરે ચહડાવ્યાં. એ પ્રમાણે બાકી રહેલાં બમણાં થતાં ગયાં ને તેમાંથી બધાની માફક સરખાં ચહડાવતો ગયા તા છેવટ પછી

નવમે દેહેરે ચહડાવ્યાં પછી પાસે એકુ ફુલ રહ્યું નહીં. ત્યારે બોલો અસલ તે માણસ ઘેરથી ફુલ લાવેલો કેટલાં, અને એકેક દેહેરે ચહડાવ્યાં કેટલાં કેટલાં તે કોહો ?

જ-લાવેલો ૫૧૧, ને ચહડાવ્યાં ૫૧૨

૧૭૩-એક વાવને ૪ મ્હોડાં હતાં તેમાં એકેક મ્હોડે ડાબી બાજુએ ૧ તથા જમણી બાજુએ ૧ એના બબે બ્રાહ્મણ બેઠેલા હતા. એવામાં એક સખસ ત્યાં નાહાવા આવ્યો તે જેવો પેહેલે મ્હોડેથી વાવમાં ઉતરવા જાયછે તેવોજ તેણે ડાબી બાજુ પર બેઠેલા બ્રાહ્મણને કેટલાક પૈસા આપ્યા, ને બાકી જે રહ્યા તે લઈને નાહાવા ગયો એટલે તે બમણા થયા તેમાંથી ચહડતી વખત તેજ મ્હોડાના જમણી બાજુ તરફ બેઠેલા બીજા બ્રાહ્મણને તેટલાજ પૈસા આપ્યા. પછી બીજે મ્હોડે ગયો ત્યાં જેવો ઉતરવા જાયછે તેવોજ પેલા ડાબી બાજુ તરફ બેઠેલા બ્રાહ્મણને અગાઉ જેટલા પૈસા આપ્યા ને પછી નાહ્યો એટલે રહેલા પૈસા બમણા થયા, તેમાંથી બધાના જેટલા પેલી જમણી બાજુ તરફ બેઠેલા બીજા બ્રાહ્મણને આપ્યા. પછી ત્રીજે મ્હોડે ગયો ત્યાં પણ રહેલામાંથી એવી રીતે આપ્યા ને તે એજ પ્રમાણે બમણા થતા ગયા. એવીજ રીતે ચોથે મ્હોડે પણ બન્યું. પછી જુવેછે તો પાસે એક પાઈ સરખી પણ રહી નહીં. ત્યારે બોલો એ ઘેરથી કેટલા પૈસા લાવેલો, અને એકેક બ્રાહ્મણને આપ્યા તે કેટલા કેટલા ?

જ-૧૧ પૈસા, ને આપ્યા ૪

૧૭૪-એક વાવને ૪ મ્હો હતાં. તેમાં એકેક મ્હો પર સામ સામા બબે બ્રાહ્મણ બેઠા હતા. એવામાં એક માણસ ઘેરથી આવ્યો ને તે વાવના પેહેલા પગથીઆથી ઉતરીને એક બાજુ પરના એક બ્રાહ્મણને કેટલાક પૈસા આપ્યા, પછી માંહે નાહાવા ગયો

ને નાહીને ઉપર આવ્યો એટલે તેજ મ્હોના સામી પાળ ઉપર બેઠેલા બીજા બ્રાહ્મણને પેહેલા બ્રાહ્મણ જેટલા પૈસા આપ્યા. પછી બીજા મ્હો ઉપર ગયો ત્યાં એક બ્રાહ્મણને રહેલા પૈસામાંથી અગાઉ જેટલા આપ્યા, પછી માંહે નાહ્યો એટલે તે બમણા થયા તેમાંથી ચહડતી વખત પાળ ઉપરના બીજા બ્રાહ્મણને સરખા પૈસા આપ્યા. પછી ત્રીજા મ્હો ઉપર ગયો ત્યાં પેહેલા બ્રાહ્મણને અગાઉ જેટલા પૈસા આપ્યા ને પછી નાહ્યો એટલે રહેલા પૈસા ત્રમણા થયા તેમાંથી ચહડતી વખત ત્યાંના બીજા બ્રાહ્મણને પણ સરખા પૈસા આપ્યા. પછી જે પૈસા રહ્યા તે લઇ ચોથા મ્હો ઉપર ગયો ત્યાં પેહેલા બ્રાહ્મણને બધાના જેટલા પૈસા આપ્યા, પછી માંહે નાહ્યો એટલે રહેલા પૈસા-ચોગણા થયા તેમાંથી અગાઉ જેટલા તે પાળ ઉપરના બીજા એટલે ૮ માં બ્રાહ્મણને આપ્યા તો પછી પાસે કંઇએ રહ્યું નહીં, એટલે તે ચાલતો થયો. ત્યારે બોલો એ ઘેરથી પ્રથમ કેટલા પૈસા લાવ્યો હતો, અને દર એક બ્રાહ્મણને આપ્યા તે કેટલા?

(દોહરા).

કવિ જન કહે પ્રશ્નનો, ઉત્તર આપો સાર,
કોહો પૈસા કેટલા, લાવ્યો તો નિરધાર.
વિચાર કરી ગણો સૌ, એકાંત રાખી ચિત,
હિસાબ તો એ સેલ છે, થાશે રૂડી રીત.
એ પૈસા તો શોધવા, ઉઠો હિમ્મત સાથ,
દશકની માંય ધારજો, આવી જાશે હાથ.

જ—૮।।। પૈસા લાવેલો, ને બબે આપ્યા.

૧૭૫. એક દેહેરાને ફરતા ત્રણ બારણે ત્રણ બ્રાહ્મણો બેઠેલા હતા, તેવામાં એક માણસ દરશણ કરવા આવ્યો તેણે પેહેલા બ્રાહ્મણને કેટલાક રૂપીઆ આપ્યા; પછી પાસે જે નાણું રહ્યું તે લઇ

બીજે બારણે ગયો એટલે તે બમણું થયું તેમાંથી અગાઉ જેટલું તે બીજા બ્રાહ્મણને આપ્યું. પછી બાકી રહેલા રૂપીઆ લઇને ત્રીજે બારણે ગયો ત્યાં તે રહેલા ત્રમણા થયા તેમાંથી ત્રીજા બ્રાહ્મણને સરખા રૂપીઆ આપ્યા તો પાસે કંઈ રહ્યું નહીં. ત્યારે એ ઘેરથી ઓછામાં ઓછા કેટલા રૂપીઆ લાવ્યો હતો, તથા દર એક બ્રાહ્મણને આપ્યા કેટલા કેટલા તે કોહો ?

જ—૧૫ રૂપીઆ, ૯ આપ્યા.

૧૭૬-એક જૂગારી કેટલાક પૈસા લઇને રમવા બેઠા તેમાં પેહેલાં તો કેટલાક તે હાર્યો. બાદ બીજી વખત જેટલા પાસે રહ્યા હતા તેટલા જીત્યો ત્યારે તો હરખાયો એટલે તેમાંથી પણ અગાઉ જેટલા હારી ગયો. પછી જીતણી ચાલવાથી જેટલા રહ્યા હતા તે ત્રમણા થયા ત્યારે તો ખૂબ ફુલાયો એટલે તેમાંથી પણ બે કકડે અગાઉના જેટલા ખેંચાઈ ગયા, ત્યારે હવે જીતેલો હારી જઇશ એવો વિચાર કરી ઉઠી ગયો ને ઘેર જઇને તે જીતેલામાંથી અડધા પૈસા ભીખારીઓને આપી દીધા, ત્રીજા ભાગના કોઇ દેવસ્થાનમાં મૂક્યા, અને છઠ્ઠા ભાગના પૈસા કંઈ ખાનગી કામમાં વાપર્યા તો પછી તેની પાસે કંઈ રહ્યું નહીં. ત્યારે બોલો રમતી વખત એ કેટલા પૈસા લઇને બેઠા હતો, અને દર ખેપે હાર્યો તે કેટલા ?

જ—૩૯ પૈસા, ૯ હાર્યો.

૧૭૭-એક જૂગારી કેટલાક રૂપીઆ લઇ જૂગાર રમવા બેઠા, તેમાં પેહેલ વેહેલાં બે રૂપીઆ હાર્યો, પછી બીજી વખત પાસે જે રહ્યું હતું તેટલું જીત્યો તો તેમાંથી પણ બે રૂપીઆ હારી ગયો. પછી ત્રીજી વખત રહેલા પૈસા જેટલું બીજું જીત્યો તો તેમાંથી પણ બે રૂપીઆની હાર થઇ. છેવટ ચોથી વખત હવે જીત્યા વગર નહીં રહું એવું ધારી બેઠા તો જેટલું નાણું રહ્યું હતું તેટલું

તે જીત્યો તો ખરો, અને પછી પાછો ઉઠયો નહીં તો તેમાં થી પણ બે રૂપીઆ ખેંચાઈ ગયા એટલે પાસે કંઇ રહ્યું નહીં, ત્યારે ઉભો થઇ ચાલતો થયો. ત્યારે એ પ્રથમ ઘેરથી કેટલું નાણું લાવી રમવા બેઠો હતો તે કોહો?

જ-૩ાા રૂપીઆ.

૧૭૮-(અ) ને (બ) એ બે જણાને કેટલાક રૂપીઆનું દેવું હતું. (અ) ને રૂ ૧૦૦૦૧૦૦નું, અને (બ( ને રૂ૧૦૦નું હતું. તેમાં (અ)ને વારસામાં ૮ મોતી, અને (બ) ને ૪ મોતી મળ્યાં. તે મોતી તેઓએ વેચી નાંખ્યાં અને પોત પોતાનું દેવું વાળ્યું તો તે વાળતાં દરેક જણને રૂપીઆ ૯૯૯૯૦૦ નફો રહ્યો. ત્યારે તેઓએ અકેકું મોતી શા ભાવે વેચ્યું તે કોહો?

જ-૨૫૦૦૦૦ રૂપીઆ.

૧૭૯-એક રાજાને રૂ૮૫૦૦૦ નું દેવું હતું, તેમ તેની પાસે ૧૧ મોતી હતાં. તે મોતી તેના બે છોકરાઓને આપ્યાં, તેમાં મોટાને ૮, ને નાનાને ૩ મોતી; તેમ મોટાને રૂ.૮૪૦૦૦ નું દેવું અને નાનાને રૂ૧૦૦૦)નું દેવું સોંપ્યું. તે દેવું વાળવા સારૂ તેઓએ બધાં મોતી સરખે ભાવે વેચી નાખ્યાં તો દર એક જણને કરજ વાળતાં રૂ૪૮૮૦૦) નો નફો થયો, ત્યારે તેઓએ અકેકું મોતી શા ભાવે વેચ્યું તે કોહો?

જ-૧૬૬૦૦ રૂપીઆ.

૧૮૦-એક સાહુકારને બે બાયડીઓ છે તે સાહુકાર પાસે ૧૦ મોતી છે. તેમાં એક બાયડીને ૭ મોતી ને ૪૦૦૦૦ રૂ. નું દેવું, ને બીજીને ૩ મોતી ને ૪૦ રૂ. નું દેવું સોંપી તે મરણ પામ્યો. બાદ બંનો જણીએ મોતી બધાં સરખે ભાવે વેચી નાંખ્યાં તો તે દેવું વાળતાં અકેક જણીને રૂ. ૨૯૯૩૦ નો નફો રહ્યો. ત્યારે તેઓએ અકેકું મોતી શા ભાવે વેચ્યું તે કોહો?

જ-૩૧.૯૯૯૦

૧૮૧-એક રાજાને બે છોકરા હતા, તે રાજાએ મરતી વખત પોતાના નાના છોકરાને ૫ મોતી, અને મોટાને ૮ મોતી તથા તેની સાથે એક લાખ રૂપીઆનું દેવું સોંપ્યું. બાદ બાપ મરી ગયા પછી છોકરાઓએ મોતી વેચ્યાં, તેમાં મોટાએ પોતાના ભાગના મોતી વેચી દેવું વાળ્યું તો બંનો ભાઇ પાસ સરખા રૂપીઆ થઈ પડયા. ત્યારે બોલો તેઓએ એકેકું મોતી શા ભાવથી વેચ્યું?

જ- { રૂ. આ. પ. / ૩૩૩૩૩— ૫ — ૪ }

૧૮૨-સુરત અને મુંબઈ વચ્ચે ૧૦૦ ગાઉનું અંતર છે, તેમાં એક જણ સુરતથી મુંબઈ જવાને, અને બીજો મુંબઇથી સુરત આવવાને નીકળ્યો. હવે મુંબઇ જનારો તે રોજ ૧૨ ગાઊ ચાલેછે, અને સુરત આવનારો તે રોજ ૧૫ ગાઊ ચાલેછે. ત્યારે બોલો તેઓ કેટલા ગાઉ ઉપર એકઠા થશે?

જ-૪૪ા ગાઉ.

૧૮૩-એક કાપડની ગાંસડીમાં ૫૦૦ તાકા છે, તેમાં ૬૨ તાકો ૨૪ વાર લાંબો ને ૧ા વાર પોહોળો છે. હવે તેની બરાબર ચોરસ વાર લૂગડું બીજી ગાંસડીમાં છે પણ તેમાં કેટલા તાકા છે તે ખબર નથી. પણ તેમાનો એકેકો તાકો ૩૮ વાર લાંબો ને ૧ાા વાર પોહોળો છે એવું જાણીએ છીએ. ત્યારે બોલો તે બીજી ગાંસડીમાં કેટલા તાકા હશે?

જ—૨૬૩ તાકા.

૧૮૪-એક વીંઘું જમીન છે તેમાં મરચાના છોડ વાવવા છે, તે એવી રીતે વાવવા કે બધા છોડ એકેક હાથને અંતરે આવે, ત્યારે એ પ્રમાણે તે જમીનમાં કેટલા છોડ રોપાશે તે કોહો?

જ-૧૩૬૧૧$\frac{1}{8}$

૧૮૫-એક કીનખાબનું થાન ૯ ગજ લાંબુ ને ૨૨ તસુ પોહોળું છે. તે ઉપર બબે તસુને અંતરે અકેકો બુટ્ટો ભરવો છે, તેમ અકેક બુટ્ટા ઉપર બબે મોહોરો ભરવી છે, ને અકેક મોહોરનો ખરચ ૧ આનો ૧ પઇ બેસેછે, ત્યારે તે બધા થાન ઉપર મોહોરો ભરાવતાં ખરચ કેટલો થશે તે કોહો ?

જ-૨૦૧ રૂ. ને ૧।। આનો.

૧૮૬-એક માણસે કોઇને ત્યાં ૧ રૂપીઓ વ્યાજે મૂક્યો, અને તેનું વ્યાજ માસ ૧ સેંકડે એક તરીખ ટકા ૧) લેખે ચહડે, તે દીવાળી બાકીના વ્યાજના વ્યાજ સાથે આપવું કબૂલ કીધું. તે એક રૂપીઓ ૧૦૦ વરસ સુધી તેને ત્યાં રહ્યો, ત્યારે તે આસામી તે સાહુકારને દીવાળી બાકીના વ્યાજ અને મુદ્દલનો હિસાબ કરીને કેટલા રૂપીઆ આપે તે કોહો ?

જ-૮૩૫૩૦

૧૮૭-તમારા મનમાં કેટલાક લાડવા ધારો. તેટલા મારા ધારો, અને ૧૬ લાડવા ગણપતીના ધારો. પછી બધાને એકઠા કરો ને તેનો અડધો અડધ કરી નાંખો. પછી તે અડધો અડધમાંથી જેટલા મારા ધાર્યા હોય તેટલા મારા કાહાડી નાંખો. ત્યારે તમારે ભાગે જે રહ્યા તે તમો કોહો તો હું કહી દઉં, કોહો ત્યારે કેટલા રહ્યા ?

જ-તમારે ભાગે ૮ રહ્યા. (ખરી વાત). તમે ક્યાંથી જાણ્યું ? હમે જાણ્યું. ગણપતીના જેટલા ધાર્યા હોય તેના અડધાજ રેહે એવો ધારો સમજી મૂકવો.

૧૮૮-તમારા મનમાં ૧ પૈસાના કેટલાંક લીંબુ વેચાતાં લ્યો. તેની અકેકની ચાર ચાર લેખે બધાં લીંબુની ચોરી કરો, પછી અકેક ચોરીમાંથી ચાર ચાર ખીઆં કાહાડો, ને પછી તે

બીઆં ભોંયમાં રોપો. રોપ્યા પછી અકેક બીઆનું અકેકું લીંબુ થયું તે તોડી લેઓ, ને પછી તે બધા લીંબુને ૧ પૈસા-નાં પેહેલાં જેટલાં લીંબુ તમે લીધા હોય તે ભાવે વેચી નાંખો, ત્યારે એમાં તમને શું નફો થયો તે કોહો તો કહી દઉં, કોહો ત્યારે કેટલો નફો થયો?

જ-૧૫ પૈસા.

૧૮૯-તમારા મનમાં ૧ પૈસાની કેટલીક કમરખ ધારો, તેની અકેક કમરખની બબે ચીરી કરો, ને અકેક ચીરીમાંથી ત્રણ ત્રણ બીઆં કાહાડો, પછી તેને રોપીને અકેક બીઆના ચાર ચાર ઝાડ ઉગાવો, અને એક ઝાડ ઉપરથી પછી પાંચ પાંચ કમરખ ઉતારો. પછી તે બધી કમરખ ૧ પૈસાની અસલ તમે જેટલી લીધી હોય તે ભાવે વેચી નાંખો, ત્યારે તમને જે એમાં નફો રેહે તે હું કહું, કોહો ત્યારે?

જ-૧૧૯ પૈસા.

૧૯૦-તમે કેટલીક ગાલ્લી જુવાર ધારો, પછી તેના મણ કરો, જેટલા મણ થયા હોય તેટલા સેર જુવાર બીજી તેમાં ઉમેરો. પછી જેટલા સેર તમે ઉમેર્યા હોય તેનો ૧ રૂપીઓ લેખે બધી જુવાર વેચી ખાઓ. તો તમે ઉમેરેલી જુવાર સાથે બધી જુવાર-ના કુલ્લે કેટલા રૂપીઆ ઉપજ્યા તે તમે કોહો તો કહું, કોહો ત્યારે કેટલા?

જ-૪૧ રૂપીઆ.

૧૯૧-તમારી નજરમાં આવે તેટલી ખાંડી સોપારી ધારો, પછી તેના મણ કરો, જેટલા મણ થયા હોય તેટલા પાસેરા સોપારી તેમાં ઉમેરો, પછી જેટલા પાસેરા સોપારી તમે ઉમેર્યા હોય તેનો ૦॥ રૂપીઆ લેખે તે બધા તમામ સોપારી તમે વેચી નાં-ખો, ત્યારે તમારા હાથમાં કેટલા રૂપીઆ આવ્યા તે કહું છું.

જ-૧૨૦॥ રૂપીઆ

૧૯૨-તમે ૧૨ મહિનામાંનો ગમે તે ૧ મહિનો ધારો; અને ચઇતરથી ૧, વૈશાખે ૨, જેઠે ૩, એ પ્રમાણે તે કેટલામો છે તે યાદ રાખો. પછી તે જેટલામો હોય તે આંકડામાં ૧૭ ઉમેરો, ને ઉમેરીને તે રકમને ૧૨ થી ભાંગો; તો ભાંગતાં બાકી કેટલા વધ્યા તે કોહો કે તમારો ધારેલો મહિનો કહી આપું.

જ–૭ વધ્યા, કોહો ? (ત્યારે તમે વૈશાખ મહિનો ધારેલો). એની રીત એવી કે ૧ વધ્યો હોય તો કારતેગ, ૨ વધ્યા હોય તો માગસર, ૩ વધ્યા તો પોસ, એ પ્રમાણે ગણીને કેહેવું. કંઈ નહીં વધે તો આસો મહિનો

૧૯૩-મીડા વગરની કંઈ એક સંખ્યા મોટી કે પછી નાની ગમે તેવી તમારા મનમાં ધારો, ને તેને દોહોડી કરો, દોહોડી કર્યા પછી બમણી કરો, બમણી કર્યા પછી ત્રમણી કરો, પછી ત્રમણી સંખ્યા જે થઇ હોય તેમાંનો ગમે તે ૧ આંકડો સંતાડો, તો હું તુરત તમને કહી આપું કે તમે કયો આંકડો સંતાડયો છે.

જ-કોહો ત્યારે ત્રમણી કરેથી ૪ દસ્કત આવ્યાછે, તેમાંના ત્રણ ૪૮૧ છે. ત્યારે તમે (પાંચડો) સંતાડયો છે. એવી રીતે કે ૪૮૧ ને ૯ થી ભાંગતાં ૪ વધ્યા, તે વધેલા ૪ નવમાંથી બાદ કીધા તો પાંચડો નીકળ્યો, એ પ્રમાણે બધે જાણવું.

૧૯૪-ઉપર પ્રમાણે મીડા વગરની ધારેલી સંખ્યાને દોહોડી, બમણી, ને ત્રમણી કરો. પછી તેમાંનો ડાબી કે જમણી બાજુનો ગમે તે એક આંકડો સંતાડો, તો તે ઉપરથી હું તમારી મૂળ પેહેલી ધારેલી સંખ્યા કહી આપું.

જ-કોહો ત્યારે ત્રણ આંકડા છે તેમાં ડાબી તરફનો ૧ આંકડો સંતાડયો ને બે આંકડા રહ્યા તે ૯૬ છે. ત્યારે તમારી ધારેલી સંખ્યા (૪૪) છે. એની રીત એવી કે

૯૬ ને ૯ થી ભાંગતાં ૬ વધ્યા તે ૯ માંથી બાદ કીધા, ત્યારે ૩ નીકળ્યા તે ૯૬ ની આગળ મૂકી દીધા, એટલે ૩૯૬ થયા. તેને નવથી પાછા ભાંગ્યા એટલે ૪૪ આવ્યા, એ પ્રમાણે બધે કરવું.

૧૯૫-ઉપર પ્રમાણે એક સંખ્યા ધારીને તેને દોહોડી કરો, પછી બમણી કરો, પછી તેને ત્રમણી કરો, ને ચોગણી પણ કરો. પછી તેમાંનો ગમે તે બાજુ તરફનો એક આંકડો સંતાડો, તો તમારી મૂળ પ્રથમ ધારેલી સંખ્યા કહી આપું.

જ-કોહો ૧ દસ્કત જમણી બાજુનો સંતાડયો, ને બાકી રહ્યા તે ૩૯૯ છે. ત્યારે ધારેલી સંખ્યા (૧૧૧) છે. એ-ની રીત એવી કે સંતાડેલો દસ્કત ઉપર મુજબ શોધવો, ને જ્યાંનો હોય ત્યાં મૂકી તેને ૩૬ થી ભાંગવા તો ધા-રેલી સંખ્યા નીકળે.

૧૯૬-ઘીઇના કુંડાં ૩ છે; એક પાંચ મણીઉં, બીજું ત્રણ મણીઉં, ને ત્રીજું આઠ મણીઉં. હવે પાંચ મણીઉં ને ત્રણ મણીઉં એ બે ખાલી છે, ને આઠ મણીઉં મોટું છલાછલ ભરેલું છે. તે-માંથી ચાર ચાર મણ ઘીઇના બે ભાગ પાડી જૂદું કરવું છે, તોળવાના કાટલાં તો હાજર નથી, ત્યારે તોળ્યા વગર શી રીતે જૂદું પડે તે કોહો?

(જવાબ).

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| (૮) | (૦) | (૦) | (૫) | (૦) | (૩) | (૫) | (૩) | (૦) |
| (૨) | (૩) | (૩) | (૨) | (૫) | (૧) | (૭) | (૦) | (૧) |
| (૭) | (૧) | (૦) | (૪) | (૧) | (૩) | (૪) | (૪) | (૦) |

(ખૂલાસો).

આઠ મણીઆ ભરેલું છે તેમાંથી પેહેલાં ત્રણ મણીઆં ભરવું, ને તે ભરીને પાંચ મણીઆમાં રેડવું. હવે આઠ મણીઆમાં પાંચ મણ ઘી છે તેમાંથી પાછું ત્રણ મણીઆં ભરવું ને તે ત્રણ મણીઆ ભરેલું પાંચ મણીઆમાં ઠાલવવું, એટલે આઠ મણીઆમાં ૨ મણ, પાંચ મણીઆમાં પાંચ મણ, અને ત્રણ મણીઆમાં ૧ મણ ઘી થશે. પછી પાંચ મણીઆમાં પાંચ મણ ઘી છે તે આઠ મણીઆમાં રેડવું, અને ત્રણ મણીઆમાં ૧ મણ ઘી છે. તે પાંચ મણીઆમાં રેડીને પાછું તે નાનું કુંડું આઠ મણીઆમાં ૭ મણ ઘી છે તેમાંથી ભરવું, અને તે ભરીને પાંચ મણીઆમાં ઠાલવવું. એટલે આઠ મણીઆમાં ૪ મણ તથા પાંચ મણીઆમાં ૪ મણ એવી રીતે ચાર ચાર મણ ઘી જૂદું પડશે.

૧૯૭-નદીને આ કાંઠે ત્રણ જણ (એક વાઘ, એક બકરી, ને એક પાંતરૂં) છે, તે ત્રણેને સામે પાર લઈ જવા છે. એવી રીતે કે ત્રણેને સાથે તો લઈ જવાય નહીં, પણ જૂદા જૂદા એકેકને લઈ જવા. વળી એવું કે જો બકરી ને પાંતરૂં બંનો ભેગા થાય તો બકરી પાંતરાને ખાઇ જાય, તેમજ જો વાઘ ને બકરી બંનો ભેગા થાય તો વાઘ બકરીને ખાઈ જાય. ત્યારે બોલો કેવી રીતે લઇ જવા તે કોહો? (ત્રણે જણ સાથે હોય ત્યારે એક એકને ખા નહીં, તેમ વાઘ પાંતરાને ખાય નહીં એટલો ખૂલાસો કરૂં છું).

(જવાબ).

પેહેલાં બકરી લઇ જવી ને તેને સામે કાંઠે મૂકીને હોડી પાછી લાવવી ને પાંતરૂં લઇ જવું. તેને સામે કાંઠે ઉતારીને ત્યાંથી બકરી પાછી લાવવી, (કેમકે બકરી પાંતરૂં ખાઇ જાય), પછી બકરીને પાછી આ કાંઠે ઊતારી વાઘને ચહડાવવો ને તેને સામે કાંઠે

પાંતરાની પાસે મૂકવો, પછી આવીને ત્રીજે ફેરે બકરી લઈ જવી એવી રીતે ત્રણે જણ સામે પાર જશે.

## (ચોપાઈ).

૧૯૮- મેતા મેતી મણનો ભાર, છેઆં બે અધમણના સાર,
તેને ઉતારો પેલે પાર, હોડી ઝીલે મણનો ભાર.

એટલે મેતો ને મેતી દર એક જણ એકેક મણના છે, અને સાથે બે છોકરા છે તે દર એક જણ અધમણ અધમણના છે. એવા ચાર માણસોને સામે પાર લઇ જવા છે, પણ હોડી તો એક એપે ફક્ત ૧ મણનો ભાર ઝીલે છે, વધારે ભરીએ તો ડૂબી જાય, ત્યારે બધાને શી રીતે લઈ જવા તે કોહો ?

## (જવાબ).

પેહેલાં બે છોકરાઓ હોડીમાં બેસીને જાય તેમાંનો એક છોકરો સામે કાંઠે ઉતરે ને એક જણ હોડી લઇ પાછો લાવે. પછી માંહે આ કાંઠેથી ફક્ત એકલો મેતો કે મેતી બેમાંથી એક જણ જાય ને સામે કાંઠે ઉતરે એટલે તે કાંઠાનો છોકરો હોડી પાછી લાવે, પછી પ્રથમની માફક પાછા બંનો છોકરા હોડી લઈ જાય, તેમાંનો એક ત્યાં ઉતરે ને એક જણ હોડી પાછી લાવે, તેમાં મેતો કે જે રહ્યું હોય તે આ કાંઠેથી જાય ને ત્યાં ઉતરે. ને પાછો એક છોકરો ત્યાં છે તે હોડી પાછી લાવે, નેં આ કાંઠેથી પછી બીજા છોકરાને તેડીને સુખએથી બંનો છોકરા ચાલ્યા જાય.

૧૯૯-ત્રણ ભાગીદારોએ ૨૧ કુંડાં ઘીના વેચાતાં લીધાં. તેમાં ૭ આખાં ભરેલાં, ૭ અડધાં ભરેલાં, ને ૭ કુંડાં ખાલી છે. હવે તે દર એક જણને એવી રીતે વેહેંચી આપવા કે ખાલી કુંડાં ગણતીમાં બધાને સરખાં સરખાં આવે, ને ઘી છે તે પણ બધાને સરખું સરખું આવે, ત્યારે શી રીતે વેહેંચવા તે કોહો ?

(જવાબ)

પેહેલી રીતે.

| | ભરેલાં. | અડધાં. | ખાલી. |
|---|---|---|---|
| ૧ લાને. | ૨ | ૩ | ૨ |
| ૨ જાને. | ૨ | ૩ | ૨ |
| ૩ જાને. | ૩ | ૧ | ૩ |
| | ૭ | ૭ | ૭ |

બીજી રીતે.

| | ભરેલાં. | અડધાં. | ખાલી. |
|---|---|---|---|
| ૧ લાને. | ૩ | ૧ | ૩ |
| ૨ જાને. | ૩ | ૧ | ૩ |
| ૩ જાને. | ૧ | ૫ | ૧ |
| | ૭ | ૭ | ૭ |

(ત્રીજી રીતે)

૭ કુંડાં અડધાં ભરેલાંછે તેમાંથી ૪ નાં બે કુંડા આખાં ભર્યાં એટલે ૯ ભરેલાં થયાં, ને ૩ અડધાં ભરેલાં રહ્યાં, તેમજ ખાલી કુંડાં ૭ નાં ૯ થયાં, એટલે નીચે પ્રમાણે બધાને સરખાં સરખાં આવશે.

| | ભરેલાં. | અડધાં. | ખાલી. | |
|---|---|---|---|---|
| ૧ લાને. | ૩ | ૧ | ૩ | = ૭ |
| ૨ જાને. | ૩ | ૧ | ૩ | = ૭ |
| ૩ જાને. | ૩ | ૧ | ૩ | = ૭ |
| | ૯ | ૩ | ૯ | ૨૧ |

ઉપલા બે જવાબ કરતાં આ જવાબ વધારે સારો છે.

---

૨૦૦-એક રાજાને ત્રણ છોકરા છે, તેમને સોનાની ઇંટો નંગ ૧૮ વેહેંચી આપવીછે. તે ઇંટોનું વજન પેહલીનું ૧ સેર, બીજીનું બસેર, ત્રીજીનું ૩ સેર, ચોથીનું ૪ સેર, એ પ્રમાણે છે. ત્યારે કઇ કઇ ઇંટો આપવી કે માલ બધાને સરખો સરખો આવે તે કોહો?

જ-

| પેહલો. | બીજો. | ત્રીજો. |
|---|---|---|
| ૧ | ૬ | ૩ |
| ૫ | ૨ | ૪ |
| ૯ | ૭ | ૮ |
| ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧૪ | ૧૫ | ૧૩ |
| ૧૮ | ૧૬ | ૧૭ |
| ૫૭ | ૫૭ | ૫૭ |

આ પ્રમાણે છ છ ઈંટો એકેક જણને આપવી. એટલે દર એકને ૫૭ શેરનું વજન આવશે.

૨૦૧-એક ખેડુતને ૩ છોકરા હતા, તેમને ૯ ખેતર વેંહેચી આપવાનાછે તે ખેતરોની ઉપજ પેહેલાની ૧૦ રૂા., બીજાની ૩૦ રૂા., ત્રીજાની ૫૦ રૂા., ચોથાની ૭૦ રૂા, એ પ્રમાણે વીસ વીસ રૂાં. વધતી છે. ત્યારે દર એક જણને ત્રણ ત્રણ ખેતર આપવાં તે કયા કયા, કે રૂપીઆની ઉપજ બધાને સરખી આવે.

જ-

| પેહેલો. | | બીજો. | | ત્રીજો. | |
|---|---|---|---|---|---|
| ૧લું. | ૧૦ | ૨જું | ૩૦ | ૩જું | ૫૦ |
| ૫મું. | ૯૦ | ૬ઠું | ૧૧૦ | ૪થું | ૭૦ |
| ૯મું. | ૧૭૦ | ૭મું | ૧૩૦ | ૮મું | ૧૫૦ |
| | ૨૭૦ | | ૨૭૦ | | ૨૭૦ |

આ પ્રમાણે એકેકને ત્રણ ગામ ૨૭૦ રૂા. ની ઉપજના આપવા.

૨૦૨-એક રાજાના ૪૯ ગામ હતાં, તે તેણે પોતાના ૭ છોકરાઓને બરાબર હીસ્સે વેંહેચી આપેલાં હતાં, તે ગામોની ઉપજ આ પ્રમાણે હતી. પેહલા ગામની રૂપીઆ ૧૦, બીજાની ૨૦, ત્રજીની ૩૦, ચોથાની ૪૦, એમ દર એક ગામની ઉપજ રૂપીઆ દશ દશ વધારે હતી. ત્યારે તે ગામો રાજાએ શી રીતે વેંહેચેલાં કે બધાને સરખી ઉપજ આવે, ને કુલ્લે ઉપજ કેટલી તે પણ કોહો ?

(જવાબ).

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૬૦ | ૭૦ |
| ૯૦ | ૧૦૦ | ૧૧૦ | ૧૨૦ | ૧૩૦ | ૧૪૦ | ૮૦ |
| ૧૭૦ | ૧૮૦ | ૧૯૦ | ૨૦૦ | ૨૧૦ | ૧૫૦ | ૧૬૦ |
| ૨૫૦ | ૨૬૦ | ૨૭૦ | ૨૮૦ | ૨૨૦ | ૨૩૦ | ૨૪૦ |
| ૩૩૦ | ૩૪૦ | ૩૫૦ | ૨૯૦ | ૩૦૦ | ૩૧૦ | ૩૨૦ |
| ૪૧૦ | ૪૨૦ | ૩૬૦ | ૩૭૦ | ૩૮૦ | ૩૯૦ | ૪૦૯ |
| ૪૯૦ | ૪૩૦ | ૪૪૦ | ૪૫૦ | ૪૬૦ | ૪૭૦ | ૪૮૦ |
| ૧૭૫૦, | ૧૭૫૦, | ૧૭૫૦, | ૧૭૫૦, | ૧૭૫૦, | ૧૭૫૦, | ૧૭૫૦ |

આ પ્રમાણે એકેક છોકરાને ભાગે સાત સાત ગામ રૂ.૧૭૫૦) ની સરખી ઉપજના આવેલા. કુલે ઉપજ રૂ.૧૨૨૫૦ ની.

૨૦૩-એક ભરવાડને ત્યાં ૨૫ ગાયો હતી. તેમાં પેહેલી ગાય ૧ સેર, બીજી બસેર, ત્રીજી ૩ સેર, ચોથી ૪ સેર, એ પ્રમાણે બધી ગાયો સેર સેર દુધ ચહડતું દેતી હતી. ત્યારે બધું મળીને દુધ કેટલું, અને તે ભરવાડને પાંચ છોકરા હતા તેમને સરખું દુધ આવે એવી ગણતીથી ગાયોની સંખ્યા બરાબર વેંહેચો.

| | ૧લો. | ૨જો. | ૩જો. | ૪થો. | ૫મો. |
|---|---|---|---|---|---|
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | ૭ | ૮ | ૯ | ૧૦ | ૬ |
| જ— | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૧ | ૧૨ |
| | ૧૯ | ૨૦ | ૧૬ | ૧૭ | ૧૮ |
| | ૨૫ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| | ૬૫, | ૬૫, | ૬૫, | ૬૫, | ૬૫ |

આ પ્રમાણે દર એક જણને
પાંચ ગાયો, તથા ૬૫ સેર દુધ
આવશે. કુલ્લે ૩૨૫ સેર દુધ.

૨૦૪-એક કણબીને ૯ છોકરા છે તેમના વચ્ચે ૮૧ ભેંસો વેંહેચવાની છે, એવી રીતે કે સરખે ભાગે વેંહેચવી એટલે અકેકને ૯ ભેંસ આપવી; તેમજ દુધ પણ બધાને સરખું સરખું આવે તેમ કરવું. તેમાં પેહેલી ભેંસ ૧ સેર, બીજી ૨ સેર, ત્રીજી ૩ સેર, એ પ્રમાણે દર એક ભેંસ ચહડતું ચહડતું એટલે ૮૧ મી ભેંસ ૮૧ સેર દુધ આપેછે. ત્યારે તે શી રીતે વેંહેચવી કે બધાને સરખી ભેંસ તથા દુધ પણ સરખું આવે, અને કુલ્લે બધી ભેંસોનું દુધ કેટલું તે કોહો ?

(જવાબ)

નીચે પ્રમાણે અકેકને ભાગે ૯ ભેંસો, અને તેનું દુધ ૩૬૯ સેર આવશે. બધું મળીને કુલ્લે દુધ ૩૩૨૧ સેર થાયછે.

(પેહેલી રીતે).

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૦ |
| ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૧૯ | ૨૦ |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૨૮ | ૨૯ | ૩૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ |
| ૬૧ | ૬૨ | ૬૩ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ |
| ૭૧ | ૭૨ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૭૦ |
| ૮૧ | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૮૦ |
| ૩૬૯, | ૩૬૯, | ૩૬૯, | ૩૬૯, | ૩૬૯, | ૩૬૯, | ૩૬૯, | ૩૬૯, | ૩૬૯ |

## (બીજી રીત).

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧૮ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ |
| ૨૬ | ૨૭ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ |
| ૩૪ | ૩૫ | ૩૬ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ |
| ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ |
| ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ |
| ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૫૫ | ૫૬ | ૫૭ |
| ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૭૦ | ૭૧ | ૭૨ | ૬૪ | ૬૫ |
| ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૮૦ | ૮૧ | ૭૩ |
| ૩૬૯, | ૩૬૯, | ૩૬૯, | ૩૬૯, | ૩૬૯, | ૩૬૯, | ૩૬૯, | ૩૬૯, | ૩૬૯ |

૨૦૫–આ પાસેની આકૃત્તિ પ્રમાણે એક સખસ પાસે એક આરસ પાહાણનો મોટો ચોડો પથ્થર હતો, તેના બરાબર ચોડા ૪ કડકા કરવા સારૂ તેણે એક સલાટને ૨૪ રૂપીઆ આપવા કબૂલ કીધા હવે એવું થયું કે ઘણી તાકીદને લીધે એક જણે તેમાંથી




(ખ) થી તે (ઠ) સુધી વહેર્યો, અને (ખ) થી તે (ગ) સુધીનો એક કકડો જૂદો પાડયો પછી બાકીના ૩ કડકા તે સલાટે પાડયા. ત્યારે બોલો મજૂરીના ૨૪ રૂપીઆ પરઠેલા, તે સલાટ તથા માણસ બંને જણા કી રીત વેહેંચી લે તે કોહો ?

જ- { નીમે ભાગે બાર બાર રૂ૦, કેમકે મજૂરી બંને જણાની સરખી છે.

૨૦૬-કોઇ એક સરદારની પાસે ફોજ હતી, તેણે રસ આકૃત્તિની પો ઉભી કીધી તો ૨૮૪ માણસ બાકી રેહેછે; પણ જ્યારે ચોરસ આકૃતિની બાજુઓએ ચોરસ સાંધીનેજ એક એક માણસ વધારીએ તો ૨૫ માણસ ઓછા થાયછે. ત્યારે બધી મળીને ફોજ કેટલી તે કોહો ?

જ-૨૪૦૦૦

૨૦૭-એક પીપ પાણીથી પૂરૂં ભરેલું હતું તેમાથી ચોથો ભાગ પાણી ઝરી ગયું, ને કંઇ કામ સારૂ ૨૦ મણ પાણી તેમાંથી કાહાડયું. પછી તે પીપમાં પાણી કેટલું છે તેનો સુમાર તેમાં લાકડી ઉભી કરીને જોયો તો તેમાં આશરે અડધું પાણી છે એવું માલમ પડયું. ત્યારે બોલો પેહેલ વેહેલાં તે પીપમાં પાણી કેટલું ભર્યું હતું ?

જ-૮૦, મણ.

૨૦૮-એક પાતેલું હતું તેમાં ત્રીજો ભાગ દુધથી ભરેલો હતો, પણ જ્યારે ૪ મણ દુધ બીજું તેમાં રેડયું ત્યારે બરાબર તે અડધું ભરાઇ રહ્યું. ત્યારે બોલો તે પાતેલામાં બધું મળીને દુધ કેટલું માયછે ?

જ-૨૪ મણ.

૨૦૯-કોઇ એક માણસે ૧ પૈસાની ૨ પ્રમાણે કેટલીક કેરી વેચાતી લીધી. ફરીને બીજી તેટલીજ ૧ પૈસાની ૩ પ્રમાણે લીધી. પછી તે કેરી ભેગી કરી કંઇ નફો થવાની લાલચે બે પૈસાની પાંચ પ્રમાણે બધી વેચી નાંખી, તો ઉલટી તેમાં ૩ પૈસા તેને ખોટ ગઇ. ત્યારે કુલ કેટલી કેરી તેણે વેચાતી લીધેલી તે કોહો ?

જ-૧૮૦

૨૧૦-મેં ૧ પૈસાનાં ૩ પ્રમાણે કેટલાંક કેળાં વેચાતાં લીધાં, ને ફરીને ૧ પૈસાનાં ૪ પ્રમાણે તેટલાંજ લીધાં. પછી તે બે પૈસાનાં ૬ પ્રમાણે બધા કેળાં વેચી નાખ્યાં, તેમાં મને ૧૦

પૈસો નફો થયો. ત્યારે બોલો મેં બધાં મળીને કેળાં કેટલાં લીધાં હતાં ?

જ-૨૪૦

૨૧૧-એક માણસે ૮ પૈસાની કેટલીક કેરી વેચાતી લીધી, તેમાં કેટલીએક પૈસાની ૪ લેખે ને કેટલીએક પૈસાની ૬ પ્રમાણે લીધી. પણ જ્યારે તે બધી કેરી ગણી ત્યારે માલમ પડ્યું કે પૈસાની ૪ વાળી કેરી તે પૈસાની ૬ વાળી કેરી કરતાં બમણી થઇ છે. ત્યારે બોલો દરએક ભાવની તેણે કેટલી કેટલી કેરી લીધી તે કોહો !

જ- { પૈસાની ૪ વાળી ૨૪, ને છ વાળી ૧૨, બધી મળીને કેરી ૩૬

૨૧૨-મેં ૧૧ રૂપીઆના ૧૩ મણ લેખે કેટલાક મણ ઘઊં વેચાતા લીધા, ને તે બધા ૧૯ રૂપીઆના ૨૨ મણ લેખે વેચી નાંખ્યા, તેમાં મને ૧૦૦ રૂપીઆ નફો થયો. ત્યારે કેટલા રૂપીઆનો મેં વેપાર કીધો તે કોહો ?

જ-૪૮૪૦ રૂપીઆ.

૨૧૩-એક માણસે રૂપીઆનું પાંચ સેર લેખે કેટલાક મણ ઘી લીધું, અને રૂપીઆનું ૪ સેર લેખે તે બધું વેચી નાંખ્યું, તો તેમાં તેને ૨૦ રૂપીઆ નફો થયો. ત્યારે બોલો તેણે કેટલા મણ ઘીનો વેપાર કીધો હતો ?

જ-૧૦ મણ.

૨૧૪-કોઈ માણસે ૭ા રૂપીઆનું મણ લેખે ૧૦૦ મણ ઘી વેચાતું લીધું; ને તે બધું ગાળી કચરો કાહાડી નાંખીને ૭ાા રૂપીએ મણ વેચી નાંખ્યું તો તેમાં તેને કંઈ નફો થયો નહીં, ને મેહેનત ફૂટી પડી. ત્યારે તેમાં કેટલો કચરો પડયો તે કોહો ?

જ- { મણ—સેર—પૈસાભાર. ૬ — ૧૮— ૨ાા

૨૧૫-૧ પેટી ૧૧ ગજ સમ ચોરસ છે, તેની બધી બાજુએ લૂગડું મડવું છે. તે લૂગડું ૨૦ તસુ પોહોળ ઇનું મળેછે, ત્યારે તે લૂગડું કેટલા ગજ લાંબુ લેવું પડશે તે કોહો ?

જ-૯ ગજ.

૨૧૬-કોઇ વેપારીએ કેટલીક રૂઉની ગાંસડી રૂપીઆ ૭૫૦૦) સાર ખરીદ કરીને મુંબઇ મોકલવા સારૂ તે બધી વાહાણમાં ચહડાવી. પણ દરિઆમાં વાહાણને તોફાન લાગવાથી તેમાં-ની ૧૫ ગાંસડી પાણીમાં વમાઈ ગઈ. પછી બાકીની ગાંસ-ડીઓ મુંબઇ સલામત પોંહોંચી તે ત્યાંના બારા ઉપર ઉતારી બધી વેચી નાંખી તો રહેલી દર એક ગાંસડીએ રૂ. ૨૫) નફો થયો ખરો, પરંતુ ખરીદી પ્રમાણે બધી ગાંસડીનો હિસાબ ગણતાં મુદ્દલ પૈસા થઇ રહ્યા અને ભાડા તોડાનો ખરચ માથે પ-ડયો. ત્યારે બોલો અસલ વાહાણમાં કેટલી ગાંસડી ચહડાવી હતી?

જ-૭૫ ગાંસડી.

૨૧૭-એક મોટા વાસણમાં એક નળીથી પાણી ભરાયછે અને બી-જી નળીથી પાણી ખાલી થાયછે. તેમાં પેહેલી નળી છોડીએ તો ૨૮ મિનિટમાં ભરાઇ રેહેછે, ને પાછલી છોડીએ તો ૧૫ મિનિટમાં ખાલી થઇ જાયછે. ત્યારે એવું ધારો કે વાસણ ભરેલું છે ને બંનો નળી છોડી મૂકી તો કેટલા વખતમાં તે વાસણ ખાલી થઇ જશે ?

જ-એક કલાક.

૨૧૮-એક હોજમાં ૧ નળથી ૧૬ મિનિટમાં પાણી ભરાયછે, અને બીજા નળથી ૨૦ મિનિટમાં તે બધું ખાલી થઈ જાયછે. ત્યારે એવું ધારો કે હોજ બીલકુલ ખાલી છે, ને બંનો નળ સામટા છોડી મૂક્યા તો કેટલા વખતમાં બધું પાણી ભરાઇ જશે તે કોહો ?

જ-૧ કલાક, ૨૦ મિનિટ.

૨૧૯-કોઈ એક માણસે ૩૬1 રૂપીઆ છોકરાંઓને વેહેચ્યાં. એવી રીતે કે મોટા છોકરાઓને ૩ આના, નાના છોકરાઓને બે આના, અને છોકરીઓને ૧ આનો. હવે ત્યાં મોટા છોકરાઓના બે ભાગ ત્રીજા નાના છોકરા હતા, અને નાના છોકરાઓના પોણા ભાગની છોકરીઓ હતી. ત્યારે બોલો દર એક જણાં કેટલાં કેટલાં, કે ઉપલા ૩૬1 રૂપીઆ બધાને બરાબર આવી રહ્યા?

જ- { ૧૨૦ મોટા છોકરા.
૮૦ નાના છોકરા.
૬૦ છોકરીઓ.

૨૨૦-કોઇ એક માણસ નિશાળમાં છોકરાઓને ચોપડીઓનું ઇનામ વેંહેચવા આવ્યો. હવે તે જો દર એક છોકરાને ચાર ચાર ચોપડી આપેછે તો ૭ ચોપડી વધેછે, અને દર એક જણને પાંચ પાંચ ચોપડી આપેછે તો ૮ ચોપડી ઘટેછે. ત્યારે બોલો તેની પાસે કેટલી ચોપડીઓ છે, અને નિશાળમાં છોકરા કેટલા છે તે પણ કોહો?

જ-૧૫ છોકરા, ને ૬૭ ચોપડી.

૨૨૧-એક સખસે કેટલાક ભીખારીઓને પૈસા આપવા માંડયા, તેમાં જો તે દર એક જણને ૩ પૈસા આપેછે તો ૮ પૈસા ઘટેછે; ને જ્યારે એકેકને બબે આપેછે ત્યારે તો ઉલટા ૩ પૈસા સીલીકમાં વધેછે. ત્યારે બોલો તેની પાસે પૈસા કેટલા છે, અને ભીખારી કેટલા તે પણ કોહો?

જ-૧૧ ભીખારી, ને ૨૫ પૈસા.

૨૨૨-એક ભરવાડે ૨૦૦ રૂપીઆની કેટલીએક ભેંસો વેચાતી લીધી. હવે તેમાં જો પાંચ ભેંસ વધતી હોત તો દર ભેંસે રૂ૨)

તેને ઓછા પડત; અને ચાર ભેંસ જો ઓછી હોત તો દર ભેંસે ૩ રા વધતા બેસત. ત્યારે બોલો કેટલી ભેંસો તેણે લીધી?

જ-૨૦ ભેંસ.

૨૨૩-બે ચોરોએ મળી એક ઘરમાંથી ૩૫ રૂપીઆની ચોરી કરી. હવે તેમાં જો પેહેલાએ ૪ રૂપીઆ વધારે ચોર્યા હોત તો બીજા કરતાં તેની પાસે બમણા થાત. ત્યારે દર એક જણે કેટલા કેટલા રૂપીઆ ચોર્યા તે કોહો ?

જ- { પેહેલો બીજો. / ૨૨ ૧૩ }

૨૨૪-એક ગાંધી પાસે ૨૦ મણ ચારોળી ૯ રૂપીઆના ભાવની, અને ૩૬ મણ ચારોળી ૧૧ રૂપીઆના ભાવની છે. હવે તેમાં કેટલીક ૧૪ રૂપીઆના ભાવની ઉમેરીને તે બધી કુલ્લે ૧૨ રૂપીએ મણ રાસ વેચવા ચાહેછે. ત્યારે બોલો ૧૪ રૂપીએ મણ વાળી કેટલા મણ ચારોળી તે ઉમેરે તે કોહો ?

જ-૪૮ મણ.

૨૨૫-૬ રૂપીએ મણ રાસ પડે એવી ૨૦૦ મણ ખાંડ એક ગાંધીને ભેગી કરવી છે. તેમાં કેટલીક પાંચ રૂપીએ મણ, અને કેટલીક ૯ રૂપીએ મણ મળેછે, ત્યારે દર એક જાતની કેટલી લેવી?

| | | | |
|---|---|---|---|
| જ- | રૂ. | વાળી મણ. | રૂ૦ |
| | ૫ × | ૧૫૦ = | ૭૫૦ |
| | ૯ × | ૫૦ = | ૪૫૦ |
| | ૬ × | ૨૦૦ = | ૧૨૦૦ |

૨૨૬-બે હોડી એક જગોએથી એક ઠેકાણે જવા વાસ્તે નીકળી. તેમાં પેહેલી સહવારના ૬ વાગતે ને બીજી બપોરના ૪ વાગતે. હવે પેહેલી ૧ કલાકમાં ૪ માઇલ ચાલેછે ને બીજી ૧ કલાકમાં ૯ માઇલ ચાલેછે. ત્યારે બીજી હોડી પેહેલીને કેટલા કલાકમાં પકડી પાડશે તે કોહો ?

જ-૮ કલાક.

૨૨૭-જગો ને રામો એ બે જણા એક જગાએથી એક ઠેકાણે જવા સારૂ નીકળ્યા. જગો એક કલાકમાં બે માઈલ ચાલેછે, ને રામો તેટલાજ વખતમાં ૩ માઈલ ચાલેછે; પણ જગો છે તે રામા કરતાં પાંચ કલાક વેહેલો નીકળ્યો છે, ત્યારે કેટલા કલાકમાં તેઓ બંનો ભેગા થશે તે કોહો?

જ-૧૦ કલાક.

૨૨૮-એક બેટનો આસપાસનો ગોળ ઘેરાવો ૩૬ માઈલનો છે. તેની આસપાસ પ્રદક્ષિણા કરવા સારૂ બે માણસો એક જગોએથી એકજ વખતે નીકળ્યા. તેમાં એક જણ કલાકે ૩ માઈલ ચાલેછે, ને બીજો કલાકે ૨॥ માઈલ ચાલેછે, ત્યારે પાછા તેઓ કેટલા કલાક પછી મળશે તે કોહો?

જ-૭૨ કલાકે.

૨૨૯-એક સસલું એક કુતરાથી ૪૦ ડગલાં આગળ દોડી ગયું છે, અને જ્યારે કુતરો ૪ ડગલાં ભરેછે, ત્યારે સસલું પાંચ ડગલાં ભરેછે; પણ કુતરાનાં ૩ ડગલાં તે સસલાનાં ૪ ડગલાંની બરાબર છે. ત્યારે બોલો સસલાને પકડવા સારૂ કુતરાને કેટલાં ડગલાં ભરવાં પડશે?

જ-૪૮૦.

૨૩૦-એક માણસને બે કલાકની રજા છે ને તે એક ગાડીમાં બેઠો છે. હવે તે ગાડી ૧ કલાકમાં ૧૨ માઈલ ચાલેછે, પણ વખતસર પાછો ઘેર આવવાને ૧ કલાકે ૪ માઈલ તે પાછો ફરેછે, ત્યારે બોલો ગાડીમાં બેસી કેટલા માઈલ સુધી તે ચાલ્યો જશે?

જ-૬ માઈલ.

૨૩૧-બે માણસ સરકાર કચેરીમાં નોકરીએ રહ્યા, ત્યારે તેમને પુછ્યું કે તમે શું પગાર લેશો? ત્યારે એક જણ કેહે કે હું રોજનો ૧॥ રૂ. લઈશ, ને બીજો કેહે કે હું એક આનાથી ચહડતો પગાર

રોજીંદા લઇશ, એ પ્રમાણે કરાર કરી રહ્યા; પણ થોડા દાહાડા ગયા કે કચેરીએ તેમને રજા આપી ને બીજા નવા માણસોને રાખ્યા. પણ જ્યારે તેમનો ચહડેલો પગાર ચૂકવી આપ્યો તો દર એક જણને સરખા રૂપીઆ મળ્યા. ત્યારે બોલો તેઓએ કેટલા દિવસ નોકરી બજાવી તે કોહો?

જ-૩૯ દિવસ.

૨૩૨-એક ખેતરની પોહાળાઈ ૧૨૫ ગજ ને લંબાઈ ૧૭૫ ગજ છે, તેને ફરતી વાડ કરવી છે. તેમાં એક માણસ રોજ ૬ ગજ ને બીજો ૯ ગજ વાડ કરે છે. ત્યારે તેઓ કેટલા દિવસમાં તે બધી વાડ પૂરી કરશે, અને મજૂરીના બંનો વચ્ચે રૂ ૨૦) પરઠયા છે તેમાંથી દર એક જણને કેટલા કેટલા રૂ. આપવા તે કોહો?

જ- { ૪૦ દિવસમાં
૬ ગજ વાળાને ૮ રૂ.
૯ ગજ વાળાને ૧૨ રૂ. }

૨૩૩-એક માણસે કેટલાએક મજૂરોને એક તળાવ ખોદવાને વાસ્તે રોજનો ૦॥ રૂપીઓ આપવો કરીને મજૂરીએ રાખ્યા. પછી જયારે તેઓ પોતાનું કામ પૂરૂં કરી રહ્યા ત્યારે તેઓની મેહેનતના ૧૨૦૦ રૂ. ૮ આના તેઓને તેઓને મળ્યા, પણ તે મંડળીમાં જેટલા મજૂરો હતા તેટલા દિવસ સુધી દર એક મજૂરે કામ કીધું. ત્યારે બધા મળીને મજૂર કેટલા તે કોહો?

જ-૪૯

૨૩૪-એક મેહેતો કોઇને ત્યાં થોડા દાહાડાનું દફતરી કામ ઉપર ૧॥। રૂપીઆના રોજથી રોજીંદા નામુ લખવાને રહ્યો, પણ જે દાહાડે તેનાથી હાજર થવાય નહીં તે દાહાડાના ૬ આના કાપી આપવા તેણે કબૂલ કીધા; એ પ્રમાણે ૨૪ દાહાડાની

આખરે તેને રૂ.૩૧ા= પગારના મળ્યા. ત્યારે બોલો તેનું નામું કેટલા દાહાડા લખવાનું પડ્યું હતું ?

જ-૫ દાહાડા.

૨૩૫-એક મજૂર કોઇને ત્યાં રોજના ૧૦ આના લેખે મહિના સુધી મજૂરી કરવા રહ્યો. પણ જે દાહાડે તેનાથી કામ પર અવાય નહીં તે દાહાડે તે બીજો મજૂર મોકલે, અને તેને તે દાહાડાના ૬ આના ૮ પઇ અપાવે તે શેઠ હિસાબમાંથી કાપી લે. પછી મહિનો પૂરો થયા બાદ હિસાબ કર્યો તો તે બીચારાને ફક્ત ૧૨ાા રૂપીઆ મળ્યા. ત્યારે બોલો તેણે પોતે કેટલા દિવસ સુધી કામ કીધું, અને કેટલા દિવસ બીજાને મોકલ્યો હતો?

જ- { ૨૪ દાહાડા, પોતે જાતે.
૬ દાહાડા, બીજો આવેલો. }

૨૩૬-એક ગ્રહસ્થ પોતાના ૪ નાનો છોકરાને સારૂ એક લાખ રૂપીઆ મૂકી મરણ પામ્યો. હવે તે છોકરાઓમાં સૌથી મોટાની ઉમ્મર ૧૨; બીજાની ૧૦; ત્રીજાની ૮; અને સૌથી નાનાની ૬ એ પ્રમાણે હતી. એ રૂપીઆની વેંહેચણ એવી રીતે કરવામાં આવી કે સેંકડે દર વરસે ૪ાા ટકાના વ્યાજ પ્રમાણે વ્યાજનું વ્યાજ ગણતાં તેમની બધાની ૨૧ વરસની ઉમ્મરે સઘળાના રૂપીઆ સરખા થાય. ત્યારે બોલો દર એક જણને શું મળ્યું?

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| જ- | ૨૮૩૯૧- | ૭- | ૨ |
| | ૨૫૯૯૮- | ૧૪- | ૬ |
| | ૨૩૮૦૭- | ૧૫- | ૬ |
| | ૨૧૮૦૧- | ૧૦- | ૧૦ |
| | ૧૦૦૦૦૦- | ૦- | ૦ |

૨૩૭-કોઇ એક પુરૂષે પોતાનું વશીઅતનામું કીધું તેમાં દોલતમાંથી ૭।।। આની મોટા છોકરાને આપ્યુ; ને ૫।।। આની નાના છોકરાને આપ્યું; ને બાકી રહ્યું તે બાયડીને આપ્યું પછી તે પ્રમાણે બધા વેંહેચી લેવા લાગ્યા ત્યારે માલમ પડ્યું કે નાના છોકરા તથા બાયડીને જે મળ્યું તેના કરતાં ફક્ત ૧૨૫ રૂપીઆ મોટા છોકરાને ઓછા મળ્યા. ત્યારે બોલો તે પુરૂષની બધી મીલકત કેટલી તે કોહો?

જ-૪૦૦૦

૨૩૮-કોઇ એક માણસે મરતી વખતે પોતાની દોલતમાંથી રૂપીએ ત્રણ આની લેખે મોટા છોકરાને આપ્યું, ને બાકી જે રહ્યું તેમાંથી રૂપીએ ત્રણ આની લેખે નાના છોકરાને આપ્યું. પછી બાકી વધ્યું તે બધું પોતાની સ્ત્રીને આપી દીધું બાદ બાપ મરી ગયા પછી છોકરાઓએ રૂપીઆ તપાસ્યા તો નાના છોકરા કરતાં મોટાને રૂ૦ ૯૮૪-૬-૦ વધારે મળ્યા. ત્યારે બોલો તે દર એક છોકરાને તથા તેની માને જૂદું જૂદું શું મળ્યું, તથા તેની બધી પુંજી કેટલી તે કોહો?

| | | |
|---|---|---|
| જ- | મોટાને | ૫૨૫૦ - ૦ |
| | નાનાને | ૪૨૬૫ - ૧૦ |
| | બાયડીને | ૧૮૪૮૪ - ૬ |
| | બધી પુંજી, | ૨૮૦૦૦ - ૦ |

૨૩૯-એક સખ્સ પોતાની ગર્ભવંતી સ્ત્રીને મૂકીને મરણ પામ્યો, અને પોતાનું વશીઅતનામું એવી રીતે કરી ગયો કે જો તેને છોકરો આવે તો મીલકતમાંથી બે ભાગ બીજા છોકરાને આપવું, અને બાકીનું તેની માને આપવું; અને જો કદાચ છોકરી આવે તો મીલકતમાંથી ત્રીજે હીસ્સે તેને આપવું ને બાકીનું તેની માને બધું આપી દેવું; પણ પરમેશ્વરના કરવાથી તે

અને છોકરી ને છોકરો બંનો અવતર્યાં; ત્યારે વેંહેચણ કરતી વખત માલમ પડયું કે જો છોકરી આવી હોત અને તેમાંથી જે તેની માને મળત તેના કરતાં હાલ રૂ. ૨૦૦૦) માને ઓછા મળ્યા. ત્યારે એકલો છોકરો આવ્યો હોત તો તે બાઇને શું મળત?

જ-૧૭૫૦ રૂપીઆ.

૨૪૦-ઉપર પ્રમાણે એક સખસ ૭૦૦૦૦ રૂપીઆની પુંજી પોતાની ગર્ભવંતી સ્ત્રીને સોંપીને મરણ પામ્યો, અને તેનો કરાર પણ ઊપર મુજબ કરી ગયો. હવે તે સ્ત્રીને પણ છોકરી છોકરો બંનો અવતર્યાં ત્યારે એઓ વશીઅતનામાં પ્રમાણે બધાને મીલકત શી રીતે વેંહેંચી આપવી?

જ— છોકરાને ૪૦૦૦૦રૂ.
બાયડીને ૨૦૦૦૦રૂ.
છોકરીને ૧૦૦૦૦રૂ.

૭૦૦૦૦રૂ.

(ખુલાસો)

જે દાખલા કે હિસાબની રીતથી થઈ શકેછે, અને તેનો જવાબ મળી શકેછે તેનાજ દાખલા ઉપર લખ્યાછે. પણ એ શિવાય કેટલાક દાખલા કે જે જવાબમાં ખોટા છે (જેનો જવાબ નીકળી શકતો નથી; ને ખોટી ગુંચવણમાં નાંખેછે) તેવા લખ્યા નથી. જેમકે:—

૧ લો-૨૦ દાણા મરીના છે તેના એક એકીના પાંચ પડીકાં વાળો?
૨ જો-૧૦૦ ઊંટને ૯ ખુંટ, ખુટે ખુટે એકી એકી ઊંટ બાંધો?
૩ જો-એક માણસ પાસે ૧૦૦ રૂ.ની ૧૦ નોટ છે. પેંહેલી ૧ રૂ.ની; બીજી ૩ ની; ત્રીજી પાંચની; ચોથી ૭ની; પાંચમી ૯ની; છઠ્ઠી ૧૧ની; સાતમી ૧૩ ની; આઠમી ૧૫ની; નવમી ૧૭ની;

અને દસમી ૧૯ની; હવે તે તેના બે છોકરાને પાંચ પાંચ નોટો વેંહેચી આપવી છે. ત્યારે કઈ કઇ પાંચ નોટો આપવી કે દર એક જણને ૫૦ રૂપીઆ આવે?

એવી રીતના ઘણા દાખલા છે, પણ વિચારીને જોશો તો તે બધા ખોટા ખોટી ગુચવણમાં નાંખે એવા છે; કેમકે તેના જવાબ નીકળી શકતા નથી. માટે તેવા દાખલા અત્રે લખ્યા નથી.

---

## (કઠણ શબ્દનો કોશ).

દાખલો ૧૭.

બેડીઁ=૩૨ મણ વજનનું માપું.

દાખલો ૨૧.

કુંદન=ઘણું ઊંચું સોનું

દાખલો ૨૪.

બુંદ=કાશી.

દાખલો ૨૬.

દજન=બાર નંગ.

દાખલો ૩૨.

દોરી=ચાકડાના વચલા ભાગનો ગોળ ઘેર-પરિઘ.

દાખલો ૩૭.

બારદાન=જે કોથળી કે ગુણમાં માલ ભરેલો હોય તે.

દાખલો ૫૨.

કળાશી=કળ, સંધો.

દાખલો ૫૭.

નગર=શેહેર.

દાખલો ૫૮.

બગ=ઝીણું મગતરૂં, જીવડું.

દાખલો ૫૯.

સરાસરી=રોજનુ ફાળે પડતું.

દાખલો ૬૨.

સાંઢણી=ઝડપથી ચાલનારૂં ઊંટ, ઊંટની માદા

દાખલો ૭૦.

સરત=હોંસ, યાદ.

દાખલો ૮૧.

ટેલીઆ=ટેલ નાંખનરો, શેવા કરનાર.

કુંવરી=રાજાની છોકરી

દાખલો ૮૨.

તીન=ત્રણ.

કાકારોળ=હાય પીટ, કકલાટ.

દાખલો ૮૩.

અર્ધ=અડધું.

કીચડ=કાદવ.

ત્રાઇ=ત્રણ.

ચવાળ=ભીલ.

**દાખલો ૮૬.**

ફોજ=લશ્કર.
ઘેરો=આસપાસ ફરી વળવું, ઘેરી લેવું.

**દાખલો ૮૮.**

સમુદ્ર=દરિઓ.
નાવ=હોડી; મછવો.

**દાખલો ૯૦.**

વામી=પાણીમાં ફેંકી.
કપતાન=વાહાણનો ઉપરી.

**દાખલો ૯૭.**

ધેન=ગાય.
શ્યામ=કાળી.
દુજન=દુધ આપવું.
પંચ=પાંચ.
સપ્ત=સાત.
તરૂવર=ઝાડ.
છાંય=છાયા, શીળો.
વૃક્ષ=ઝાડ.
સોએક=સો, (૧૦૦)
સુની=છૂટી, એખલી.
ગઉ=ગાય.
કત્તી=કેટલી.

**દાખલો ૧૦૬.**

પનઘટ=પાણી ભરવાનો મૂકામ.
ઝૂમણું=બાયડીના ડોકનું ઘરેણું.

**દાખલો ૧૦૭.**

ગોરી=રૂપવંતી સ્ત્રી.
ગોખ=ઝરૂખો.
નીર=પાણી.
ચોથ સવાયો=ચોથા ભાગના સવાયા, એટલે ૧૬ હોય તો ૫; ૩૨ હોય તો ૧૦, એ પ્રમાણે.
કામની=સ્ત્રી, બાયડી.
કર=હાથ.

**દાખલો ૧૦૮.**

રેન=રાત.
મુગતાફળ=મોતી.
સેજ=ખાટલો.
ગીરે=ગેરાઇ ગયા.
ભોમી=જમીન.
ત્રિઆ=બઇરી; બાયડી
પીયા=સ્વામી, વર.
ભાગન ગયે=જતા રહ્યા
સખી=દાસી.
ઇન=એ.
મૂળ=પાંચ.
ગોથ=ચાર.
દો=બે.
એકી=સરવાળો.
નિરધાર=નક્કી.

**દાખલો ૧૨૩.**

દાપટો=બેસ.

**દાખલો ૧૩૧.**

પોણ=પોણું.

**દાખલો ૧૩૭.**

રાય=રાજા.
સજોડાં=નરમાદા સાથે તે.
અશ્વ=ઘોડો, હય.
હાથિઆ=હાથી.
પંચાવના=પંચાવન.
પ્રોઢા=મોટા.
શ્યામા=બઇરી, સ્ત્રી.

**દાખલો ૧૪૧.**

કાજળ=મેસ.
નહિણે=આંખે.

**દાખલો ૧૪૨.**

ચાવલ=ચોખા.
ગ્રાસ=કોળીઓ.

**દાખલો ૧૪૩.**

બેટી=છોકરી; દીકરી.

ફોફળ=સોપારી.
હાટ=બજાર, દુકાન.
દાખલો ૧૪૪
આંબ=કેરીનું ઝાડ.
શુભ=સારો.
લડથડિઓ=ઝુલી રહ્યો
ધેનુ=ગાય.
હરિઓ=ખાઇ ગઇ.
તેપન ઉપર તેર=૬૬
પાંસેટ ઉપર પાંચ=૭૦
લેખું=ગણત્રી.
પ્રત્યુત્તર=ફરી કે સામો જવાબ.
એંસો ઉપર આઠ-૮૮
દાખલો ૧૪૬.
ચંપક=ચાંપાનાં ઝાડ ઉગેલા હોય તે.
દાખલો ૧૪૭.
ગંભીર=મોટું, ફેલાયલું
પાન=પાંતરાં.
દાખલો ૧૪૯.
મરદ=ભાયડો.
મેરી=બાયડી.
અગણિત=નહીં ગણાય તેટલો, સુમાર વ-
ગરનો.
બાળા=છોકરી.
તોલે=બરાબર.
છતી=જાહેર; છે.
દાખલો ૧૫૫.
ઉજાણી=મેજબાની.
સામેલ=દાખલ.
દાખલો ૧૫૮.
બોલી=કરાર, બંદોબસ્ત
દાખલો ૧૫૯.
ઉગ્યું=અંકૂર.
દાખલો ૧૬૨.
દાણી=જકાત લેનારો.
દાખલો ૧૬૫.
જકાત=કર.
દાખલો ૧૬૮.
હજારદાર=હજારો રાખનાર.
દાખલો ૧૭૧.
પાર્વતી=મહાદેવની સ્ત્રી
દાખલો ૧૭૪.
કવિજન=કવિતા જોડનાર; કવિ.
પ્રશ્ન=સવાલ.
ઉત્તર=જવાબ.
ચિત્ત=ધ્યાન; મન
દશક=દશ.
માંય=અંદર.
દાખલો ૧૮૬
રોકડા=રૂપીઆ.
દાખલો ૧૯૮
છૈયાં=છોકરાં.
દાખલો ૨૦૫
આરસ પાહાણ=આરસનો પથ્થર, ગલમલ.
નીમે ભાગે = અડધે.
દાખલો ૨૧૧
બારા=બંદર.
દાખલો ૨૧
હોજ=ટાંકી
દાખલો ૨૨
ઘેરાવો=ઘેર; પરિ
દાખલો ૨૩
કરાર=બંદોબસ્ત
દાખલો ૨૩
રોજીંદા=રોજનું
દાખલો ૨૩
ગર્ભવંતી=દાબાડ